માગી મોહરાજાનું પરિબળ વિઘ્ન કરવા લાગ્યુ પરિણામે છેવટે આઠ વર્ષ સુધી સસારમા રૂખીબાઇને ફસાવ્યા

**પ્રથમ શિષ્યા**

લોકમા કહેવત છે, 'ફરે તે ચરે, બાધ્યા ભૂખે મરે' તે કહેનતને અનુસરી રાધનપુરમા ધાર્મિક ઉપદેશનો પ્રચાર સઘમા કરાવી, સુખશાતિ પૂર્વક આપણા વિદૂષી શિવશ્રીજી માહારાજ બીજા જીવોને પણ સુધારવા ચાતુર્માસ સમાપ્ત કરી વિચરવા લાગ્યા વિહાર કરતા કરતા ઝીઝુવાડા થઇ ભોયણી પધાર્યા તીર્થસ્થાનમા હજારો ભવ્ય આત્માઓ પાપની શુદ્ધિ કરવા આવે છે તેમા ઝીંઝુવાડાના બ્હેન સઘુબાઇ, જેણે પ્રથમ માહારાજશ્રીનો પરિચય કર્યો હતો તે પણ યાત્રાર્થે આવેલ હતા તીર્થદર્શનની વચમા ગુરૂ-દર્શન થવાથી અતિઆનદ થયો પૂર્વના પરિચયથી અને શુભોદયથી સઘુબાઇને દીક્ષાની અભિલાષા થવાથી માતાપિતાને વિનતિ કરી

માતાપિતાએ પૂજ્ય શિવશ્રીજી માહારાજને વાત જણાવી ઝીંઝુવાડા પધારવા વિનતિ કરી "આપ ત્યા પધારો અને અમારી સઘુબાઈને સમાર્ગથી તારો"

માહારાજશ્રીએ કહ્યુ "ઘણીજ શ્રેષ્ઠ વાત છે, જો આવી પવિત્ર ભૂમીમા તે દીક્ષાનું કાર્ય થાય, તો તો ઉત્તમતામા-કઇજ ન્યુનતા ન રહે સઘ પણ એકત્ર થયેલ છે માટે

## ૧૦ શિષ્યવૃદ્ધિ

વિહાર કરતી વખત વૈયાવચ્ચ વિનય સાધુભક્તિનો ઉપદેશ શ્રાવિકાને આપ્યો યાત્રા કરેલ નહી હોવાથી ચારૂપ થઇ તારગાજી આવ્યા પૂર્વ પરિચિત થયેલા રાધનપુરના રૂખીબાઈના કુટુબીઓનો પત્ર આવ્યો "અમારી રૂખીબાઇને દીક્ષા લેવાની પૂર્ણ ઉત્કઠા છે આપ અત્રે પધારી દીક્ષા આપો" પત્રના ઉત્તરમા શિવશ્રીજીએ જણાવ્યુ "રાધનપુરમા કોઇ સાધુઓ નથી, માટે તમે રૂખીબેનને લઇ આ તરફ આવો પન્યાસજી પ્રતાપવિજયજી માહારાજજી પણ શ્રીપોરમા છે અને તે તારગાજીની પાસેજ છે માટે આવવામા પ્રમાદ કરશો નહી"

પત્ર વાચી રૂખીબેનને લઈ તેમના કુટુબીઓએ શ્રીપોર આવી પન્યાસજી માહારાજને દીક્ષા આપવાની વિનતિ કરી આના ઉત્તમ કામમા કોણ વિલબ કરે ? તારગાજીમા પણ સમાચાર જણાવ્યા ત્યાથી સાધ્વી સમુદાય આવ્યો મુહુર્ત જોવાયુ અને નકકી થયો દીક્ષાનો દીવસ આસપાસના ગામોમાથી સઘ સમુદાય પણ આવી પહોચ્યો શ્રીપોરમા અઠ્ઠાઈ મહોત્સવ શરૂ કર્યો રૂખી બેનના શુભ ગીત પણ ગવાવા લાગ્યા

આ અવસરે રૂખી બેનની સાથે રાધનપુરના ઓસવાળ જ્ઞાતીના એક ચપાબેન પ્રથમ દીક્ષીતની વડી દીક્ષા માટે

વિદુષી બાલબ્રહ્મચારિણી સાધ્વી શ્રી શિવશ્રીજીના શિષ્યા, અનેક શ્રાવિકાઓને હિતોપદેશ આપનાર

## સાધ્વી શ્રી તીલકશ્રીજી મહારાજ



જન્મ સં ૧૯૩૨ રાધનપુર ] [ દીક્ષા સં ૧૯૫૪ થીપોર

તેમના કુટુંબીઓની સાથે આવેલા હતા અપૂર્વ મહોત્સવ જોઈ તેમને પણ દીક્ષાભિલાષા થઇ વાત માહારાજશ્રીને જણાવી બન્નેની દીક્ષા અપાવવાનો નિશ્ચય થયો

**શિષ્યા ના ૨-૩**

સવત ૧૯૫૪ ના માગશર શુદ ૧૦ ના શુભ દિવસે ચતુર્વિધ સઘ સમક્ષ પન્યાસજી પ્રતાપવિજયજી મહારાજજીએ બન્ને બાઇઓને દીક્ષા આપી ચપાબાઇ મ્હોટા હોવાથી પ્રથમ એને અને પછી રૂખીબાઇને સાધ્વી વેષ આપી શિવશ્રીજીના બીજા શિષ્યા વિનયશ્રીજી, તથા ત્રીજા શિષ્યા તિલકશ્રીજી નામ સ્થાપન કર્યા પછી શિવશ્રીજી માહારાજજીએ હિતશિક્ષા આપી ત્યાથી વિહાર કર્યો

**સવત ૧૯૫૪ મહેસાણા**

વિસનગર થઈ વડનગર આવ્યા અત્રે ચાર મહિના રહી નૂતન વિનયશ્રીજી તથા તિલકશ્રીજીને વડી દીક્ષા જેઠ શુદ ૬ની પન્યાસજી મહારાજજીએ આપી ત્યાર પછી મહેસાણા તરફ વિહાર કર્યો ત્યાના સઘની વિનતીથી ચોમાસુ પણ ત્યાજ રહયા અઠ્ઠાવીસ લબ્ધિની તપસ્યા શ્રાવિકા વર્ગમા કરાવી બીજા પણ કેટલાક ધાર્મિક કાર્યો કરાવ્યા સમાપ્ત થયા પછી અમદાવાદ તરફ વિહાર કર્યો (ચોમાસુ ૨૯ મુ)

**સવત ૧૯૫૫-૫૬ અમદાવાદ**

અત્રે સાધ્વીઓને યોગ વહન કરાવવાની સુગમતા

હોવાથી અમદાવાદમા ઉત્તરાધ્યયન તથા આચારાગ સૂત્રના યોગ પન્યાસજી પાસે કરાવ્યા

**શિષ્યા ના ૪**

વૈરાગ્યભાવના જાગૃત થવાથી બેન સમુ પાટણથી અમદાવાદ દીક્ષા માટે આવી શિવશ્રીજીને પોતાના વિચાર જણાવ્યા ચોકસ થયા પછી પ્રવજ્યા અગીકાર કરાવી વિનયશ્રીજીના શિષ્યા 'સુમતિશ્રીજી' નામ રાખી પોતાની સહચારિણી સાધ્વી સાથે બેસાડી

જ્યા નમ્રતા વિનય સસારભીરુતા, વૈયાવચ્ચાદિ ગુણો દૃષ્ટિ ગોચર થતા હોય ત્યા શ્રેય કરવા અન્ય જીવો શુ ન આવે ? આવેજ બન્યુ પણ એમજ પહેલા અહમદાવાદમા ચાર ચોમાસા થઇ ગયા હતા તો પણ લોકોને અનાદર નહિ થતા આ વખતે પણ રહેવા વિનતિ કરી છેવટે જય બોલાવી, અને શિવશ્રીજીના સમુદાયમા રહેલા ગુણોની પ્રશસા કરવા લાગ્યા

ઉપરા ઉપર બે ચોમાસા કરવાનો પ્રસગ આવ્યો પૂર્ણ થયા પછી સમુદાય સહિત વિહાર કરવા કટીબદ્ધ થયા (ચાતુર્માસ ૩૦-૩૧)

## ૧૧ ત્રણ પ્રવજ્યા

અહમદાવાદથી ખેડા માતરની યાત્રાર્થે આવ્યા યાત્રા કરી શ્રાવિકા વર્ગને ઉપદેશ આપી ખભાત આવ્યા ત્યા

સ્થભન પાર્શ્વનાથજીના પૂર્ણ ભાવનાથી દર્શન ભક્તિ આદિ કરી સુરત જીલ્લા તરફ આવવા માટે કાવી થઈ ભરૂચ આવ્યા

સવન ૧૯૫૭-૫૮ સુરત

ભરૂચથી સુરત આવ્યા અત્રે કોઈ વખત આવેલા નહિ હોવાથી લોકોનો ભાવ બહુજ દેખાવા લાગ્યો અત્રેના મઘે બે વર્ષ સુધી જવા દીધા નહી તેથી બે ચોમાસા અહિંજ કરવા પડયા

અહીં ત્રણ બાઇઓ દીક્ષા લેવા તૈયાર થઈ હતી એક સુરતની, એક રાધનપુરની અને એક રામપુરાની સુરત જેવા અલબેલા શહેરમા દીક્ષાઓ થાય, તે તો એક ઉત્તમતાજ કહેવાય કેમકે જ્યા મોજશોક એશઆરામ, ફેશન આદિની ના મર્યાદાજ રહી નથી

શિષ્યા ના ૫-૬-૭

અઠ્ઠાઈ મહોત્સવ શરૂ કરી ત્રણે બાઈઓને પન્યાસજી ચતુરવિજયજી મહારાજ પાસે સુરતના સંઘે દીક્ષા અપાવી અનુક્રમે તેઓના નામ સુરતની 'મણિશ્રીજી, રાધનપુરની કપૂરશ્રીજી અને રામપુરાની ભાનુશ્રીજી રાખી તિલકશ્રીજીના શિષ્યાઓ બનાવ્યા શિષ્યના શિષ્યા બનાવવાથીજ કલિયુગમા ગુરૂશિષ્ય વચ્ચે સ્નેહગાઢ મજબુત થાય છે

પન્યાસ ચતુરવિજયજી મહારાજે આ વખતે મુનિ સિદ્ધિવિજયજી મહારાજને સવત્ ૧૯૫૮ મા પન્યાસ પદારોપણ કર્યું હતુ, તે વખતે આપણા શિવશ્રીજી માહા-

રાજ તથા હેતશ્રીજી માહારાજે પણ ઉત્તરાધ્યયન તથા આચારાગસૂત્રના યોગ વહન કરી લીધા શ્રાવિકા વર્ગને કર્મ ગ્રન્થ આદિ પ્રકરણનો અભ્યાસ કરાવ્યો તથા કન્યાઓને શિક્ષણ આપવા માટે ઉપદેશ પણ આપ્યો ચોમાસુ સમાપ્ત થયે બાદ વિહાર કર્યો (ચાતુર્માસ ૩૨-૩૩)

સવત ૧૯૫૯ વિજાપુર

સુરતથી વિહાર કરી માણસા પેથાપુર આવ્યા અહિં સ્થિરતા થોડા વખત કરી વિજાપુર આવી ચાતુર્માસ કર્યું.

અહીં કોઈ સાધુઓનો સયોગ નહી હોવાથી શ્રાવિકા વર્ગમા આપણા શિવશ્રીજી મહારાજે વ્યાખ્યાન વાચી શ્રાવિકાઓને ધર્માનુરાગિણી બનાવી (ચાતુર્માસ ૩૪)

સવત ૧૯૬૦ રાધનપુર

વિજાપુરથી વિહાર કરી રાધનપુર આવ્યા ત્યાના સઘના આગ્રહથી ચોમાસુ રહ્યા પોતાની સાધ્વીઓને ખુદ જાતે ભણાવતા હતા સાધુસાધ્વી પોતાના સમુદાયમા જેટલુ શિક્ષણ આપે, એટલુ કાઇ અન્ય પડિત આપી શકે? નજ આપી શકે ત્યા ચાતુર્માસ કરી કચ્છ દેશની યાત્રા કરવા વિહાર કર્યો ભુજ માડવી ભદ્રેસર અજાર આદિ તીર્થોની ગજરાત દેશ [illegible] આવ્યા

રાજ શિવશ્રીજીને વિનતિ કરી "આપ સુરતમા પધારો, મારે પ્રવ્રજ્યાની પૂર્ણ ભાવના છે કુટુબીઓ તરફથી અતરાય આવે તેમ નથી," લાભનુ કારણ જાણી ચોમાસા બાદ આવવાનો વિચાર જણાવ્યો

ામપુરામા ચૌદપૂર્વની તપસ્યા વિધિ વિધાન સાથે કરાવી શાસનની ઉન્નતિમા વૃદ્ધિ કરી (ચાતુર્માસ ૩૬)

સવત ૧૯૬૮ સુરત

ગામપુરાથી વિહાર કરી ખેડા માતર ખભાત વિગેરે ઘણા ગામોમા ફરતા ફરતા સવત ૧૯૬૨ ના ચૈતર વદ ૧૩ ના દિવસે સુરતમા પ્રવેશ કર્યો

સુરતના શ્રીમત ઝવેરી કલ્યાણચદ સોભાગ્યચદની પુત્રી દયાકુવરબેને પોતાની મનોભાવના પ્રદર્શિત કરી કુટુબીઓએ પણ માહારાજશ્રીને બાઈને દીક્ષા આપવા વિનતિ કરી તે વખતે ત્યા પન્યાસશ્રી કમલવિજયજી માહારાજ બિરાજમાન હતા શિવશ્રીજી માહારાજે કહ્યુ કે 'ઘણી ખુશીની વાત છે પન્યાસજી માહારાજને પૂછી મુહૂર્ત જોવડાવો' કુટુબીઓએ પૂછી દિવસ મુકરર કર્યો

શિષ્યા ના ૮-૯

ભાગવતી દીક્ષામા ધર્મિષ્ઠ પુરુષો શા માટે વિલબ કરે? અનેકી ત્યારેજ કહેવાય કે સાચા ઝવેરાતની પરીક્ષા બનાબર કરી જાણે ત્યારે તેમ પરીક્ષા કરી કલ્યાણચદ સોભાગચદે પોતાની સુપુત્રીને દીક્ષારૂપી ઝવેરાત આપ્યુ જ્યારે

શુભ માગલિક દિવસ વૈશાક સુદ ૬નો આવ્યો ત્યારે પન્યાસજી મહારાજે ઝવેરાતની કીંમત સમજી શિવશ્રીજીના શિષ્યા તિલકશ્રીજીના શિષ્યા તરીકે 'સાધ્વીશ્રી હેમશ્રીજી' નામ સ્થાપન કર્યું

જે દીવસે આ બાઈની દીક્ષા થઈ તેજ દિવસે રાધનપુરની સૌભાગ્યવતી મણીબેન જે અઢાર વર્ષની નાની ઉમરના હતા તે પણ સુરત દીક્ષા લેવા આવ્યા હતા તેને પન્યાસજી મહારાજે દીક્ષા આપી શિવશ્રીજીની અન્તેવાસિની વિનયશ્રીજીના શિષ્યા તરીકે 'લાવણ્યશ્રી' નામ રાખ્યું

ત્યાના સઘે વિનતી કરી તેથી ચોમાસુ અત્રેજ રહ્યા પૂર્ણ થયા પછી વિહાર કર્યો (ચાતુર્માસ ૩૭)

સંવત ૧૯૬૩ પાલીતાણા

ભરૂચ ખભાત ધધુકા થઇ આપણા શિવશ્રીજી મહારાજ સમુદાય સાથે સિદ્ધગીરી તીર્થમા આવ્યા

હર્ષોત્કર્ષથી હજારો માણસની મેદની જ્યા ચડ ઉતર કર્યા કરે છે ઘણા માણસો અત્રે છઠ્ઠ અઠ્ઠમની તપસ્યાઓ કરે છે કેટલાક ન્હાના ન્હાના છોકરાઓ "સિદ્ધગીરી માહારાજની જય, આદીશ્વર ભગવાનની જય બોલો બોલો શાતિનાથ ભગવાનની જય ઈત્યાદિ જય બોલાવતા પહાડ ઉપર ચડી રહ્યા છે" જ્યા આવા પ્રકારના શુભ વિચારો નુંજ વાતાવરણ હોય, ત્યા આવવાનુ કોનુ ન મન થાય ? પવિત્રભૂમી આત્માની પવિત્રતાજ કરે, પવિત્રતા કરવા

માટે સમુદાય સાથે બાળબ્રહ્મચારિણી વિદૂષી સાધ્વીશ્રી શિવશ્રીજી માહારાજ ચોમાસુ પણ રહ્યા દરેક સાધ્વીઓને કહી દીધુ કે 'આ ઉત્તમ ભૂમી છે, અનતા જીવો મોક્ષે ગયા છે, કરોડો મુનીઓએ અણસણ કર્યા છે, ઋષભદેવ ભગવાન્ પૂર્વ નવાણુંવાર અત્રે પધારેલા છે, માટે જેટલી બને એટલી પોતાની શક્તિ પ્રમાણે આ તીર્થસ્થાનમા તપસ્યાઓ કરવી જોઇયે' વિનયવત સાધ્વીઓએ આજ્ઞા શિરમાવન્ધ કરી માસખમણ, પાક્ષિકખમણ, સિદ્ધિતપ શરૂ કર્યા કેટલીક સાધ્વીઓએ નવાણુ યાત્રા પણ કરી આ પ્રમાણે ચાતુર્માસ સપૂર્ણ કરી ત્યાથી વિહાર કરવાની તૈયારી કરી (ચાતુર્માસ ૩૮)

**સવત ૧૯૬૪ ભાવનગર**

પાલીતાણેથી શિહોર વગતેજ આદિ ગામોની યાત્રા કરી સઘની વિનતિથી ભાવનગર આવ્યા અત્રે સવત ૧૯૬૪ નું ચોમાસુ રહી ધાર્મિક કાર્યો કરાવ્યા (ચાતુર્માસ ૩૯)

**સવત ૧૯૬૫-૬૬ અહમદાવાદ**

ત્યાથી વિહાર કરી બોટાદ ગણપુર ધોલેરા થઈ અહમદાવાદ આ યા અત્રે સાધ્વીઓને યોગ વહન કરાવવાના હોવાથી બે વર્ષ ઉપગ ઉપર ૧૯૬૫-૬૬ ના ચોમાસા કરવા પડયા એ વર્ષમા સાધ્વીઓને અભ્યાસ પણ પ્રકરણાદિનો શિવશ્રીજી માહારાજે ઘણો સારો કરાવ્યો કોઈ દિવસ પ્રમાદ ન તો કરે, અને ન કરવા દે આખો દિવસ જ્ઞાન ધ્યાન શિવાય બીજી કોઇ વાતજ નહી (ચાતુર્માસ ૪૦-૪૧)

સંવત ૧૯૬૭ મહેસાણા

ત્યાંથી વિહાર કરી મેહસાણા આવ્યા શ્રાવિકા વર્ગને પૂર્વનો પરિચય હોવાથી તેઓએ ચોમાસુ રહેવા વિનંતિ કરી લાભનું કારણ જાણી સમુદાય સાથે ચોમાસુ રહ્યા

ગુરૂશિષ્યણી વચ્ચે એવો તો અખંડ પ્રેમ થયો હતો કે કદાચિત શિવશ્રીજી મહારાજ પોતાની સાધ્વીને જુદા ચોમાસુ કરવા જવાનું કહે તો સાધ્વીઓ કહેતી, “મહારાજશ્રી! અમે આપને છોડી ક્યાંય પણ નહીં જઈએ, અમારે હજુ આપની પાસેથી ઘણું જ્ઞાન મેળવવાનું છે માટે કૃપા કરી જુદા જવાનુ તો કહેતાજ નહીં” આટલા કારણથી જરૂર જેવુ જ્યાં મોકલવાનું હોય, ત્યાંજ મોકલી સાધ્વીઓને જુદા પાડતા, અન્યથા નહિ સંવત ૧૯૬૭નું ચાતુર્માસ મહેસાણામાં સમાપ્ત કરી ઘણા પરોપકારના કાર્યો કર્યાં પછી ત્યાંથી વિહાર કરી અહમદાવાદ આવ્યા (ચાતુર્માસ ૪૨)

## ૧૩ આગમાભ્યાસ

સંવત ૧૯૬૮ થી ૭૧ અહમદાવાદ

જ્યારે અહમદાવાદ આવ્યા, ત્યારે આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ પણ અત્રે હતા સૂત્ર વાચનાનો યોગ મળવાથી ચોમાસુ રહ્યા

ભગવતીસૂત્ર બીજા સાધુઓને આચાર્ય મહારાજ શ્રી જ્યારે વંચાવતા હતા, તે વખતે આપણા વિદૂષી જ્ઞાનાભિ

લાવિણી શ્રીમતી શિવશ્રીજી મહારાજ પણ સાભળવા જતા હતા તિવ્રબુદ્ધિથી વચમા કઈ કઈ શકાઓ પૂછી શ્રોતા-વર્ગને આશ્ચર્ય પમાડતા હતા

શ્રાવિકાવર્ગને ઉપદેશ આપી તપસ્યાઓ કરાવી તપ સ્યાને અતે ઉજમણુ પણ શ્રાવિકાવર્ગ પાસે કરાવ્યુ

અત્રે જ્ઞાન ભણવાનુ પૂરેપૂરૂ સાધન હોવાથી અને શાસ્ત્રોમા કંઈક પોતાની દૃષ્ટિ ખુચવાથી ઉપરા ઉપર ચાર ચોમાસા કરવા પડયા ચાર વર્ષ દરમ્યાન ઘણા સૂત્ર સાભળવામા પોતાનો સમય વ્યતિત કર્યો પછી અત્રેથી વિહાર કર્યો (ચાતુર્માસ ૪૩-૪૪-૪૫ ૪૬)

સવત ૧૯૭૨ કપડવજ

અહમદાવાદથી વિહાર કરી સવત ૧૯૭૨ મા કપડવજ પધાર્યા આ ઠેકાણે પન્યાસજી શ્રીઆનદસાગરજી મહારાજ સાધુ સમુદાયને આવશ્યક સૂત્ર તથા અનુયોગદ્વાર સૂત્રની વાચના આપતા હતા તેનો પણ લાભ આપણા વિદૃષી મહારાજ શ્રીએ લીધો ત્યાના સઘના આગ્રહથી ચોમાસુ પણ ત્યાજ રહ્યા. બાદ ત્યાથી વિહાર કર્યો (ચાતુર્માસ ૪૭)

સવત ૧૯૭૩ અહમદાવાદ

કપડવજથી અહમદાવાદ આવ્યા અહીં પણ આગમ વાચના પન્યાસજી આનદસાગરજી મહારાજ સાધુ સમુદાયને આપતા હતા તેથી અહીં પણ આગમો સાભળવાનો લાભ આપણી વિદૃષીને મળ્યો ત્યા ચોમાસુ રહી સાધ્વીઓને પોતે ભણાવતા હતા પછી વિહાર કર્યો (ચાતુર્માસ ૪૮)

આગમ વાચના અહમદાવાદથી સુરત આવી તેનો પણ લાભ લેવાની ઇચ્છાથી અહમદાવાદથી વિહાર કરી નડીયાદ, વડોદરા, છાણી ભરૂચ થઈ સુરત આવ્યા અત્રે ઘણા સાધુ સાધ્વીઓ પન્યાસ આનંદસાગરજી મહારાજ પાસે સૂત્રો વાચના હતા તેમા પોતે પણ સાભળવામા મગી ગયા એવી રીતે આગમવાચનાનો ત્રીજી વખત લાભ લીધો

સુરતમા શ્રાવિકાપાઠશાળાના મકાનની બહુજ અગ વડતા હતી, તેથી વખારવાળા નવલબેનને શિવશ્રીજી માહારાજે ઉપદેશ આપ્યો 'બેન! તમારૂ મકાન જો પાઠશાળા માટે આપો, તો તો તમોને ઘણોજ લાભ થશે કેમકે આપણી બેન બેગીઓ પાઠશાળામા આવી ધાર્મિક અભ્યાસ કરશે સારૂ શિક્ષણ મેળવશે, આરભ સમા ભ જેમા થશેજ નહી માટે મકાન પાઠશાળામા આપો તો સારૂ ' બસ, પુન્યવાન પુરૂષનુ વચન શુ નિષ્ફલ જાય? નહી તરતજ નવલબેને પોતાનુ મકાન પાઠશાળાને આપી સઘને સુપરત કર્યું જ્યા આજ પણ ઘણી શ્રાવિકા બ્હેનો ધાર્મિક અભ્યાસનો લાભ લઇ રહી છે તેનુ નામ 'તત્ત્વ વિવેચક જૈન કન્યા પાઠશાળા' છે

આ અવસરે અહમદાવાદથી બેન માણેક તથા સ્વપુત્રી વમળા બન્ને દીક્ષા લેવા માટે શિવશ્રીજી મહારાજ પાસે આવ્યા સુરતના લોકો તો આ બન્નેને જોઇ વિચા માજ

પડી ગયા નાની બાળ ઉમરની છોકરીને પૂછવા લાગ્યા "શુ તુ દીક્ષા લેવાની છે? સાધુપણાની ક્રિયા તુ જાણે છે? તને દીક્ષાનો ભાવ શાથી થયો?" ૧૧ વર્ષની બાળા વિમળા કહેવા લાગી 'હા, હું દીક્ષા લેવાની છુ, સાધુપણાની ક્રિયા મને મારી માતુશ્રીએ થોડી ઘણી સમજાવી છે, અને બીજી સાધ્વીઓના સમાગમથી શિખી લઇશ મારી માતુશ્રી દીક્ષા લેવાના છે તો પછી હું શા માટે સસારમા રહું? 'यथा माता तथा पुत्री' આ કહેવતથીજ મને દીક્ષાનો ભાવ થયો."

શિષ્યા ના ૧૦-૧૧

બન્નેના દઢ મન જોઇ સુરતના સઘે મુહૂર્ત જોવડાવ્યું વૈશાખ શુદ ૧૩ના શુભ દિવસે આચાર્યશ્રી સાગરાનદસૂરીશ્વરજી માહારાજના કરકમલોથી વિધિવિધાન પૂર્વક વાસક્ષેપ નખાવી શિવશ્રીજીના શિષ્યા તિલકશ્રીજીના અન્તેવાસિની હેમશ્રી જે છે, તેઓની શિષ્યા શ્રી તીર્થશ્રીજી (માતાનુ નામ) રાખ્યું અને પુત્રીનું નામ 'રજનશ્રીજી' રાખી તીર્થશ્રીજીના શિષ્યા બનાવ્યા

લઘુબાળાએ ભવની પરપરા વધારનાર સાસારિક સગપણને દેશવટો આપી આત્મિક સુખની સહચારી સાથે નવો સબધ કર્યો એક ધ્યાનથી ભણવા લાગ્યા શિવશ્રીજી મહારાજે પન્યાસજી મણિવિજયજી મહારાજ પાસે નૂતન બન્ને સાધ્વીઓને વડી દીક્ષાના યોગ જલાલપુરમા કરાવ્યા

બાળદીક્ષિતા રંજનશ્રીજીએ તનમનથી એટલો તો ભણુવાનો ઉદ્યમ કર્યો કે આજે ૧૪ વર્ષના પર્યાયમા વ્યાકરણ કાવ્ય કોષ ન્યાયમા ન્યાદ્વાદમંજરી, પ્રકરણમા કર્મગ્રન્થ સંગ્રહણી ભાષ્ય આદિનો ઘણો સુંદર અભ્યાસ કર્યો ઘણી સાધ્વીઓને તો પોતે આજ ભણાવી રહેલ છે

ત્યાથી વિહાર કરવાની ઇચ્છા તો હતી પરંતુ શ્રાવિકા વર્ગની ઘણી વિનંતિથી બીજુ ચોમાસુ પણ ત્યા રહી આપણા શિવશ્રીજી માહારાજ પોતાની બુદ્ધિ અનુસાર આચારાગ સ્થાનાગ આદિ સૂત્રોનું વાચન કરવા લાગ્યા, અને પોતાના સમુદાય વર્ગને પાસે બોલાવી સમજાવતા પણ ગયા (ચાતુર્માસ ૪૯–૫૦)

સંવત ૧૯૭૯ ભરૂચ

સુરત ચાતુર્માસ પૂર્ણ કરી ભરૂચ પધાર્યા જે ધર્મીષ્ઠ શ્રાવિકા વર્ગે જે સમુદાયની પ્રશંસા સાભળી હોય, તે શુ તેમના તરફથી જ્ઞાનનો લાભ લીધા વિના આગળ વધવા દીયે ખરા? નહી, અત્યંત આગ્રહ કરી ભરૂચમા ચાતુર્માસ કરાવ્યુ ચારે મહિના સુધી ખુબ જ્ઞાનના પ્યાલા પીધા ધર્મના કેટલાક કાર્યો પણ કરાવ્યા

પાલીતાણામા આ વખતે શ્રીમદ્ આચાર્ય સાગરાનંદ સૂરિશ્વરજી માહારાજ "આગમ વાચના" સાધુ સાધ્વીને મોતી કડીયાની ધર્મશાળામા આપતા હતા ત્યા જઇ પૂર્ણ લાભ લેવાની શિવશ્રીજી માહારાજની ઉત્કંઠા તો હતી પરંતુ અવસ્થા અને અશક્તિના કારણે જઇ શકયા નહી (ચાતુર્માસ ૫૧)

સવત ૧૯૭૭ થી ૭૯ — અહમદાવાદ.

ભરૂચ ચાતુર્માસ સમાપ્ત થયા પછી ધીરે ધીરે વડોદરા ખેડા થઇ અહમદાવાદ આવ્યા સવત્ ૧૯૭૭ની સાલમાં ચોમાસુ રહ્યા પૂરણ વૃદ્ધાવસ્થા અને અશકિતના કારણે પાછળના સવત્ ૧૯૭૮-૭૯-- ના બે ચોમાસા પણ ત્યાને ત્યાજ કરવા પડયા (ચાતુર્માસ ૫૦--૫૩-૫૪)

શ્રીમતીજીને તો ઘણીજ ઇચ્છા હતી કે હજુ પણ યથાશકિત શાસનના કાર્યો કરવા પણ ધાર્યુ કશુ એ થયુ નહી એકદમ પડયા બિમાર પામે રહેલા ગુરૂબેન હેતશ્રીજી માહારાજે અત્યત વૈયાવચ્ચ કરી શ્રાવિકા વર્ગે પૂર્વ ઉપચાર કર્યા જયા આયુષ્ય કર્મ પૂરૂ થવાનુ હોય ત્યા શુ ઉપચારો લાગુ પડે? મોટા મોટા તીર્થકરોને પણ ઉપચાર લાગુ ન પડયા, તો પછી આ પામરપ્રાણીની શી વાત?

સાથે રહેલા તિલકશ્રીજી માહારાજ તથા અન્ય સાધ્વી વર્ગ ભણવાનું છોડી આખો દિવસ શિવશ્રીજી માહારાજની પાસે બેસી આત્મસાધન કરાવવા લાગ્યા કેટલીક વખત અન્ય સાધ્વીઓ આખી રાત્રી જાગરણ કરી ગુરૂણી માહારાજના મુખ સામે બેચેનીથી જોઇ રહેતી હતી

## ૧૪ અતિમ ઉપદેશ

પ્રતિદિવસ તબીયત વધારે વધારે બગડવા લાગી ઊઠવાની શક્તિ ન રહી ન ખવાય ખોરાક, કે ન થાય કોઇની

સાથે વાત હમેશા અરિહંત પ્રભુના નામ શિવાય બીજી વાત તો કરતાજ નહી કર્મનુ સ્વરૂપ પોતે જાણતા હતા શા માટે ધર્મધ્યાન ન કરે? હવે તદ્દન છેલ્લી અવસ્થા જ્યારે પોતાને જણાવા લાગી ત્યારે પાસે રહેલી બધી સાધ્વીઓને બોલાવી ધીમા સ્વરથી હિતશિક્ષા આપવા લાગ્યા

'તિલકશ્રી! આ સમુદાય હવે તારે સંભાળવો ભણવા ગણવાનો તુ ઉદ્યમ રખાવજે, કદાચિત્ માંહોમાંહે બોલાચાલી થાય, તો મકાનની બહાર તે વાત જવા દેવી નહી આપણે સર્વે કોઇ કયાના અને કોઇ કયાના પખીની માફક પૂર્વના સંજોગથી ભેગા થયા છીએ સંસારના આધિ વ્યાધિ ઉપાધિ મય દુખો દૂર કરી શાંતિપૂર્વક જીવન ગુજારવા ભગવાન્ મહાવીરની સાધ્વી ચંદનબાળાનો વેષ આપણે પહેરેલો છે સંસારિ અવસ્થાની પૂર્વ વાતોનું સ્મરણ ન થાય, તેની ખાસ તારે કાળજી રાખવી બ્હેનો! તમોએ આજ દિવસ સુધી જે મારા પ્રતિ વૈયાવચ્ચ કરી વિનય સાચવ્યો તે હવે હેતશ્રી તથા તિલકશ્રી તરફ પૂર્ણ સાચવવો તમોને સુધારવા માટે મે કોઇ વખત કડવા શબ્દપણ કહેલા હશે, તે સંબંધિ મિચ્છામિદુક્કડ આપુ છુ શાસનની શોભા કેમ વધે તે લક્ષ બરોબર ધ્યાનમાં રાખી અખંડ શુદ્ધ ચારિત્ર પાલન કરજો એક બીજાને ભણાવવા ગણાવવાનો સતત્ પ્રયાસ કરજો.'

'હેતશ્રી ! ઓ હેતશ્રી !! તુ શા માટે રૂએ છે? એક દિવસ બધાને પણ આ દીશામા જવાનુજ છે વ્હેલુ કે મોડુ અરે ! બધી સાધ્વીઓને તારે તો હિમ્મત રખાવવી જોઇએ હવે તમો મને રાસ સઝાય આદિ સભળાવો મારા વિચારો તેમા પ્રવેશ થાય'

સવત ૧૯૮૦ સ્વર્ગવાસ

વાત કરતા કરતા બોલતા બધ પડયા હસ્ત જોડેલા છે અને તો ધ્યાનમા ગરકાવ થઈ ગઈ છે, સવત ૧૯૮૦ના જેઠ શુદ ૫ ના શુભ દિવસે દેહ છોડી શિવશ્રીજીનો આત્મા અન્ય સ્થાને ચાલ્યો ગયો. ત્યા પણ તેને શાતિ મળી હશે

આપના સ્વર્ગવાસ પછી આપની વિદૂષી તિલકશ્રી મહારાજ પણ આપની શિખામણ ધ્યાનમા લઇ સાધ્વી સમુદાયને સભાળવા લાગ્યા એમણે પણ ગુરૂની માફક ઘણી બ્હેનોને દીક્ષાઓ આપી શાસનના અનેક શુભ કાર્યો કરેલા છે

આજ વર્તમાનમા શિવશ્રીજી માહારાજના સમુદાયની સાધ્વીઓ એકદર ૨૫ સુશીલવાન અને ચારિત્રવાન વિદ્યમાન છે જેના નામો નીચે આપેલા છે

૧ સૌભાગ્યશ્રી–ગુરૂ શિવશ્રીજી
૨ વિનયશ્રીજી–ગુરૂ શિવશ્રીજી
૩ તિલકશ્રીજી–ગુરૂ શિવશ્રીજી
૪ સુમતિશ્રીજી–ગુરૂ વિનયશ્રી
૫ લાવણ્યશ્રીજી–ગુરૂ સુમતિ શ્રીજી
૬ મણીશ્રીજી–ગુરુ તિલકશ્રીજી
૭ હરકોરશ્રીજી ગુરૂતિલકશ્રીજી

સાથે વાત હમેશા અરિહંત પ્રભુના નામ સિવાય બીજી વાત તો કરતાજ નહી કર્મનુ સ્વરૂપ પોતે જાણતા હતા શા માટે ધર્મધ્યાન ન કરે ? હવે તદ્દન છેલ્લી અવસ્થા જ્યારે પોતાને જણાવા લાગી ત્યારે પાસે રહેલી બધી સાધ્વીઓને બોલાવી ધીમા સ્વરથી હિતશિક્ષા આપવા લાગ્યા

'તિલકશ્રી ! આ સમુદાય હવે તારે સભાળવો ભણવા ગણવાનો તુ ઉદ્યમ રખાવજે, કદાચિત્ માંહોમાહે બોલાચાલી થાય, તો મકાનની બહાર તે વાત જવા દેવી નહી આપો સર્વે કોઇ કયાના અને કોઇ કયાના પખીની માફક પૂર્વના સયોગથી ભેગા થયા છીએ સસારના આધિ વ્યાધિ ઉપાધિ મય દુખો દૂર કરી શાતિપૂર્વક જીવન ગુજારવા ભગવાન્ મહાવીરની સાધ્વી ચદનબાળાનો વેષ આપણે પહેરેલો છે સસારિ અવસ્થાની પૂર્વ વાતોનું સ્મરણ ન થાય, તેની ખાસ તારે કાળજી રાખવી બ્હેનો ! તમોએ આજ દિવસ સુધી જે મારા પ્રતિ વૈયાવચ્ચ કરી વિનય સાચવ્યો તે હવે હેતશ્રી તથા તિલકશ્રી તરફ પૂર્ણ સાચવવો તમોને સુધારવા માટે મે કોઇ વખત કડવા શબ્દપણ કહેવા હશે, તે સબધિ મિચ્છામિદુક્કડ આપુ છુ, શાસનની શોભા કેમ વધે તે લક્ષ બરોબર ધ્યાનમાં રાખી અખડ શુદ્ધ ચારિત્ર પાલન કરજો એક બીજાને ભણાવવા ગણાવવાનો સતત પ્રયાસ કરજો'

'હેતશ્રી ! એ હેતશ્રી !! તુ શા માટે રૂએ છે? એક દિવસ બધાને પણ આ દીશામા જવાનુ જ છે વ્હેલુ કે મોડુ અરે! બધી સાધ્વીઓને તારે તો હિમ્મત ગ્ખાવવી જોઇએ હવે તમો મને રાસ સઝાય આદિ સભળાવો મારા વિચારો તેમા પ્રવેશ થાય'

**સવત ૧૯૮૦** **સ્વર્ગવાસ**

વાત કરતા કરતા બોલતા બધ પડયા હસ્ત જોડેલા છે ચક્ષુ તો ધ્યાનમા ગરકાવ થઈ ગઈ છે, સવત ૧૯૮૦ના જેઠ શુદ ૫ ના શુભ દિવસે દેહ છોડી શિવશ્રીજીનો આત્મા અન્ય સ્થાને ચાલ્યો ગયો. ત્યા પણ તેને શાતિ મળી હશે

આપના સ્વર્ગવાસ પછી આપની વિદૂષી તિલકશ્રી મહા રાજ પણ આપની શિખામણ ધ્યાનમા લઇ સાધ્વી સમુદાયને સભાળવા લાગ્યા એમણે પણ ગુરૂની માફક ઘણી બ્હેનોને દીક્ષાઓ આપી શાસનના અનેક શુભ કાર્યો કરેલા છે

આજ વર્તમાનમા શિવશ્રીજી માહારાજના સમુદાયની સાધ્વીઓ એકદર ૭૫ સુશીલવાન અને ચારિત્રવાન વિદ્યમાન છે જેના નામો નીચે આપેલા છે

| | |
|---|---|
| ૧ સૌભાગ્યશ્રી–ગુરૂ શિવશ્રીજી | ૫ લાવણ્યશ્રીજી–ગુરૂ સુમતિ શ્રીજી |
| ૨ વિનયશ્રીજી–ગુરૂ શિવશ્રીજી | ૬ મણીશ્રીજી-ગુરુ તિલકશ્રીજી |
| ૩ તિલકશ્રીજી–ગુરૂ શિવશ્રીજી | ૭ હરખશ્રીજી ગુરુતિલકશ્રીજી |
| ૪ સુમતિશ્રીજી–ગુરૂ વિનયશ્રી | |

| | |
|---|---|
| ૮ ભાનુશ્રીજી ગુરૂ તિલકશ્રીજી | ૧૭ પ્રધાનશ્રીજી ગુરુ તીર્થશ્રીજી |
| ૯ હેમશ્રીજી-ગુરૂ તિલકશ્રીજી | ૧૮ મગલશ્રીજી ગુરૂ ધર્મશ્રીજી |
| ૧૦ મનોહરશ્રીજી-ગુરૂ-તિલ | ૧૯ સયમશ્રીજી ગુરૂ ગુણશ્રીજી |

શિવશ્રીજી મહારાજના સમુદાયની ૨૫ સાધ્વીઓના નામ તેઓના ગુરૂઓના નામ સાથે આપેલ છે તેમા, નબર ૧૭ ૧૮, ૧૯, ૨૧, ૨૩ ૨૫ વાળા નામોમા ગુરૂના નામ હેરફેર છપાએલ છે તે નીચે મુજબ સુધારી જાણી લેવા

૧૭ પ્રધાનશ્રીજી-ગુરૂ હેમશ્રીજી
૨૧ હસશ્રીજી —,, ,
૨૩ દર્શનશ્રીજી—, ,
૨૫ નિર્મલશ્રીજી-,, ,,
૧૮ મગલશ્રીજી -,, તિલકશ્રીજી
૧૯ સયમશ્રીજી -,, મનોહરશ્રીજી

છે એવું જીવા - વાળા ... —

ચાલવા પ્રયત્ન કરે એજ લેખિકાનો આશય છે

લી०
આપની અતેવાસિની
સવત ૧૯૮૯ પોષ શુદ ૨ } મનોહરશ્રી (ઈન્દોરવાળી)

ॐ नमः श्री सर्वज्ञाय

# श्री तत्त्वार्थ परिशिष्ट मूलनुं भाषान्तर विवेचन सहित.



ॐ नम

**नत्वा श्री गोडिपार्श्वेशं, सूरिं चानन्दसागरं।**
**तत्त्वार्थपरिशिष्टस्य, बालबोधं करोम्यहं ॥१॥**

શ્રી ગોડીપાર્શ્વનાથ મહારાજને તથા આચાર્ય શ્રી આનન્દસાગર સૂરીશ્વરજીને નમસ્કાર કરીને (તેમણે બનાવેલા) તત્ત્વાર્થપરિશિષ્ટની બાલાવબોધવ્યાખ્યા હું (માનસાગર) કરૂં છું. ૧

**सप्तम्या पञ्चधनु.शतमानं वपुः १**

અર્થ –સાતમી મહાતમ નામની નારકીની અંદર ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ શરીરનું પ્રમાણ છે અને જઘન્ય ઉત્પન્ન થતી વખતે અગુલના અસંખ્યાતમે ભાગે શરીર હોય છે

**अर्वागर्वाधमाद्यादिमस्तटे हस्तत्रयम् २**

અર્થ –સાતમી નારકીથી ઉપર ચાલતા દરેક નારકીને.

અડધુ અડધુ ઓછુ ક તા પહેલી નારકીના પહેલા પ્રતરને વિષે ત્રણ હાથનું શ૧ર પ્રમાણ-છે

વિ૦-સાતમી નારકીમા ૫૦૦ ધનુષ્ય પ્રમાણ છે અને તેનું અડધુ કરતા ૨૫૦ ધનુષ્ય છઠ્ઠી નારકીના વિષે, તેનું અડધુ ૧૨૫ ધનુષ્ય પાચમી નારકીના વિષે, તેનું અર્ધ ૬૨-૨ હાથ ચોથી નારકીના વિષે, તેનું અર્ધ ૩૧-૧ હાથ ત્રીજી નારકીના વિષે, ૧૫॥ ને બાર આગુલ બીજી નારકીને વિષે, અને તેનું અર્ધ ૭॥-૬ અગુલ પહેલી નારકીના અતિમ ૧૩મા પ્રતરને વિષે હોય છે

હવે ઉપરના પ્રતરે શરીર માન કાઢવા માટે દરેક પ્રતરે ૨ હાથ અને ૮॥ અગુલ નીચેથી ઓછા કરતા જવાથી પહેલે પ્રતરે ત્રણ હાથ આવશે, તે યત્રની સ્થાપના જોવાથી માલુમ પડશે

| પ્ર ધ હા અ | બાદ હા અ | પ્ર ધ હા અ | બાદ હા અ |
|---|---|---|---|
| ૧૩-૭-૩-૬ | ૨-૮॥ | [illegible]-૩-૨-૧૮॥ | ૨-૮॥ |
| ૧૨-૭-૦-૨૧॥ | ૨-૮॥ | ૫-૩-૦-૧૦-૨-૮॥ | |
| ૧૧-૬-૨-૧૩- | ૨-૮॥ | ૪-૨-૨-૧॥-૨-૮॥ | |
| ૧૦-[illegible]-૦-૪॥- | ૨-૮॥ | ૩-૧-૩-૧૭-૨-૮॥ | |
| ૯-[illegible]-૧-૨૦- | ૨-૮॥ | ૨-૧-૧-૮॥-૨-૮॥ | |
| ૮-૪-૩-૧૧॥ | ૨-૮॥ | ૧-૦-૩-૦ | |
| ૭-૪-૧-૩- | ૨-૮॥ | | |

પહેલી નારકીના પાટડાનુ યત્ર

એવી રીતે બીજી નારકીના દરેક પ્રતરને વિષે ત્રણ હાથ ને ત્રણ અગુલ વધારતા જવાથી ૧૧મા પ્રતરને વિષે ૧૫॥ ધનુષ્ય ને ૧૨ અગુલ આવશે, એવી રીતે દરેક નારકીના પ્રતરનુ દેહમાન સમજી લેવુ તેનું યન્ત્ર નીચે પ્રમાણે છે

| ૨ શર્કરા પ્રભા પ્રતર ૧૧ | | ૩ વાલુકા પ્રભા પ્રતર ૯ | |
|---|---|---|---|
| પ્ર. ધ હા અ | વિશેષ<br>હા અ | પ્ર. ધ, હા અ. | વિશેષ.<br>હા અ |
| ૧—૭—૩—૬ | ૩-૩ | ૧—૧૫—૨—૧૨ | ૭-૧૯॥ |
| ૨—૮—૨—૯ | ૩-૩ | ૨—૧૭—૨—૭॥ | ૭-૧૯॥ |
| ૩—૯—૧-૧૨ | ૩-૩ | ૩—૧૯—૨—૩ | ૭-૧૯॥ |
| ૪-૧૦—૦-૧૫ | ૩-૩ | ૪—૨૧—૧-૨૨॥ | ૭-૧૯॥ |
| ૫-૧૦—૩-૧૮ | ૩-૩ | ૫—૨૩—૧-૧૯ | ૭-૧૯॥ |
| ૬-૧૧—૨-૨૧ | ૩-૩ | ૬—૨૫—૧-૧૩॥ | ૭-૧૯॥ |
| ૭-૧૨—૨—૦ | ૩-૩ | ૭—૨૭—૧—૬ | ૭-૧૯॥ |
| ૮-૧૩—૧—૩ | ૩-૩ | ૮—૨૯—૧—૪॥ | ૭-૧૯॥ |
| ૯-૧૪—૦—૬ | ૩-૩ | ૯—૩૧—૧—૦ | ૭-૧૯॥ |
| ૧૦-૧૪—૩—૯ | ૩-૩ | | |
| ૧૧-૧૫—૨-૧૨ | | | |

| ૪ પંક પ્રભા પ્રતર ૭ | | ૫ ધુમ પ્રભા પ્રતર ૫ | |
|---|---|---|---|
| પ્ર ધ હા આ | વિશેષ<br>ધ હા આ | પ્ર ધ હા આં | વિશેષ<br>ધ હા આ |
| ૧-૩૧-૧—૦ | ૫-૦-૨૦ | ૧—૬૨—૨—૦ | ૧૫-૨-૧૨ |

| | | | |
|---|---|---|---|
| ૨-૩૬-૧-૨૦ | ૫-૦-૨૦ | ૨—૭૮—૦-૧૨ | ૧૫-૨-૧૨ |
| ૩-૪૧-૨-૧૬ | ૫-૦-૨૦ | ૩—૯૩—૩—૦ | ૧૫-૨-૧૨ |
| ૪-૪૬-૩-૧૨ | ૫-૦-૨૦ | ૪-૧૦૯—૧-૧૧ | ૧૫-૨-૧૨ |
| ૫-૫૨-૦—૮ | ૫-૦-૨૦ | ૫-૧૨૫—૦—૦ | |
| ૬-૫૭-૧—૪ | ૫-૦-૨૦ | | |
| ૭-૬૨-૨—૦ | ૫-૦-૨૦ | | |

| | | |
|---|---|---|
| ૬ તમ પ્રભા પ્રતર ૩ વિશેષ | | ૭ મહાતમ પ્રભા પ્રતર ૨ |
| પ્ર ધ હા આ | દા હા આ | પ્ર ધ હા આં |
| ૧—૧૨૫—૦—૦ | ૬૨—૨—૦ | ૧-૫૦૦—૦—૦ |
| ૨—૧૮૭—૨—૦ | ૬૨—૨—૦ | |
| ૩—૨૫૦—૦—૦ | | |

## विरहश्चतुर्विंशतिमुहूर्त्तसप्तपञ्चदशादि नैक-द्विचतुःषण्मासाः ॥३॥

શબ્દાર્થ—સાતે નારકીની અંદર અનુક્રમે ૨૪ મુહૂર્ત, સાત અને ૫ંદર દિવસ, તથા એક બે ચાર અને છ મહિનાનો ઉપજવાનો અથવા ચ્યવવાનો વિરહ કાળ છે

વિ૦—નારકીની અંદર ઉપપાત અને ચ્યવનના અંતરનો કાળ અનુક્રમે પહેલી નારકીમા ૨૪) મુહૂર્તનો, બીજી નારકીમા સાત દિવસ, ત્રીજી નારકીમા ૫ંદર દિવસ, ચોથી નારકીમા એક માસ, પાચમી નારકીમા બે માસ, છઠ્ઠી નારકીમા ચાર માસ, અને સાતમી નારકીમા છ માસનો

અતર છે અહિંઆં જે અતરનો કાળ બતાવેલ છે, તેટલો કાળ પુરો થઈ ગયા પછી અવશ્ય તે નારકીની અંદર જીવ ઉત્પન્ન થાય અથવા ત્યાથી ચ્યવન પામે

## द्व्यादिषु सेवार्तायैः ॥४॥

શબ્દાર્થ—સેવાર્ત આદિ સઘયણવાળા જીવો બીજી નારકી વિગેરેની અંદર જાય છે

વિ૦-છેવટ્ઠુ (સેવાર્ત) સઘયણવાળા જીવ પહેલી બે નારકીમા, કીલીકા સઘયણવાળા જીવો ત્રીજી નારકીમા, અર્ધનારાચ સઘયણવાળા ચોથી નારકીમા, નારાચ સઘયણવાળા જીવો પાચમી નારકીમાં, ઋષભનારાચ સઘયણવાળા જીવો છઠ્ઠી નારકીમા, અને વજ્રઋષભનારાચ સઘયણવાળા જીવો મરીને સાતમી નરકીમા જાય છે

## त्र्यघृताश्चक्रिहरियुगलार्हज्जिनयति-देशसम्यक्त्ववन्तः॥५॥

શબ્દાર્થ—અનુક્રમે પહેલી આદી નારકીથી નીકળેલા ચક્રવર્તી, બળદેવ અથવા વાસુદેવ, અરિહંત, કેવલી સર્વવિરતિ,દેશવિરતિ અને સમ્યકત્વવાળા થાય છે

વિ૦-પહેલી રત્નપ્રભા નારકીથી નીકળેલો ચક્રવર્તી થાય, બીજી શર્કરાપ્રભા નારકીથી નીકળેલો જીવ વાસુદેવ અથવા બળદેવ થાય, ત્રીજી વાલુકા પ્રભાથી નીકળેલો જીવ તીર્થંકર થાય,

ચોથી પંકપ્રભા નારકીથી નીકળેલો જીવ સામાન્ય કેવળી થાય, પાંચમી નારકીથી નીકળેલો જીવ સર્વવિરતિ થાય, છઠ્ઠી તમપ્રભા નારકીથી નીકળેલો જીવ દેશવિરતિ થાય, અને સાતમી મહા તમ નારકીથી નીકળેલો જીવ સમ્યકત્વ પામે છે

## चत्वार्यर्धचत्वारि गव्यूतान्यवधिरांद्ये परापर' ६

શબ્દાર્થ–પહેલી નારકી રત્ન પ્રભાને વિષે અવધિ જ્ઞાનનું ક્ષેત્ર ઉત્કૃષ્ટ અને જઘન્ય ૪ ગાઉ અને સાડા ત્રણ ગાઉ અનુક્રમે છે

વિ૦–પહેલી નારકીના જીવો પોતાના રહેવાના સ્થાનથી ઉર્ધ્વ અધો અને તિર્છા લોકની અંદર વધારેમાં વધારે ૪ ગાઉ સુધી અવધિજ્ઞાનથી દેખી શકે અને ઓછામાં ઓછું ચારે દિશાની અંદર ૩॥ ગાઉ સુધી દેખી શકે છે

## परतोऽर्घार्धहीनम् ॥७॥

શબ્દાર્થ બીજી નારકી વિગેરેની અંદર અર્ધ અર્ધ ઓછું કરવું.

વિ૦–બીજી શર્કરા પ્રભા વિગેરે નારકીઓની અંદર 'પહેલી નારકીમાં' જેટલું ક્ષેત્ર અવધિજ્ઞાનનું છે, તેમાંથી અડધો અડધો ગાઉ ઓછા કરતાં જવું તે સાતમી નારકી સુધી ઓછું કરતાં છેવટે ઉત્કૃષ્ટ એક ગાઉ, અને જઘન્ય અડધો ગાઉ સાતમી નારકીમાં આવશે

જેમકે પહેલી નારકીમાં ઉત્કૃષ્ટ ૪ ગાઉ અને જઘન્ય ૩॥ ગાઉ છે તેમાંથી અડધો અડધો ગાઉ બાદ કરતાં બીજી નારકીમાં ઉત્કૃષ્ટ ૩॥ ગાઉ, જઘન્ય

૩ ગાઉ એવી રીતે ત્રીજી નારકીમા પણ બીજીમાથી અડધો અડધો બાદ કરતા ઉત્કૃષ્ટ ૩ ગાઉ, જઘન્ય ૨ાા ગાઉ એવી રીતે ચોથી નારકી પંકપ્રભામા ઉત્કૃષ્ટ ૨ાા ગાઉ જઘન્ય ૨ ગાઉ પાચમી નારકી ધુમપ્રભામા ઉત્કૃષ્ટ ૨ ગાઉ, જઘન્ય ૧ાા ગાઉ છઠી નારકી તમપ્રભામા ઉત્કૃષ્ટ ૧ાા ગાઉ, જઘન્ય ૧ ગાઉ, અને સાતમી તમતમા નારકીની અદર ઉત્કૃષ્ટ ૧ ગાઉ અને જઘન્ય ૦ાા ગાઉ સુધી અવધિજ્ઞાનથી ચારે દિશાઓની અદર જોઇ શકે છે

યત્ર સ્થાપના.

| નારકીના નામ. | અવધિ ઉત્કૃષ્ટ | અવધિક્ષેત્ર જઘન્ય |
|---|---|---|
| ૧ રત્નપ્રભા | ૪ ગાઉ | ૩ાા ગાઉ |
| ૨ શર્કરાપ્રભા | ૩ાા ગાઉ | ૩ ગાઉ |
| ૩ વાલુકાપ્રભા | ૩ ગાઉ | ૨ાા ગાઉ |
| ૪ પંકપ્રભા | ૨ાા ગાઉ | ૨ ગાઉ |
| ૫ ધુમપ્રભા | ૨ ગાઉ | ૧ાા ગાઉ |
| ૬ તમપ્રભા | ૧ાા ગાઉ | ૧ ગાઉ |
| ૭ તમતમાપ્રભા | ૧ ગાઉ | ૦ાા ગાઉ |

पुरुपस्त्रीलिङ्गमध्यावगाहामरवैमानिकतिर्यग्लोकेऽष्टशतम् ॥८॥

અર્થ—પુરુષ સ્વલિંગી, મધ્ય અવગાહનાવાળા વૈમાનિક દેવતા અને તિર્ચ્છાલોકમાંથી આવેલા એકનો ને આઠ મોક્ષે જાય

વિશેષાર્થ—કોઈપણ જાતના (તિર્યંચ, મનુષ્ય કે દેવતા) પુરુષ વેદમાંથી આવેલા જીવો પુરુષજ થયેલા હોય તો, એક સમયની અંદર એકી વખતે ૧૦૮) મોક્ષે જાય છે બાકી સ્ત્રી કે નપુંસક થયા હોય તો ન જાય

સ્વલિંગ એટલે સાધુપણુ લઇને સાધુનો વેષ રાખેલો હોય, તો તે એક સમયની અંદર એકી વખતે ઉત્કૃષ્ટ ૧૦૮ મોક્ષે જાય છે

મધ્યમ અવગાહનાવાળા એક સમયની અંદર એકી વખતે ૧૦૮) મોક્ષે જાય

દેવલોકની ગતિમાંથી આવેલા જીવો એક સમયની અંદર ૧૦૮ મોક્ષે જાય

વૈમાનિક દેવ થકી આવેલા હોય તો એક સમયની અંદર ૧૦૮ મોક્ષે જાય

તિર્ચ્છાલોક જે લોકપ્રસિદ્ધ છે તેમાંથી એક સમયની અંદર ઉત્કૃષ્ટા ૧૦૮ મોક્ષે જાય, વિશેષ-સમુદ્રમાંથી ૨ મોક્ષે જાય સામાન્ય નદી, તળાવ, કુંડ, વિગેરેની અંદર કાઉસ્સગ્ગ કરી મોક્ષે જાય તો ૩ જાય

સિદ્ધપાહુડે અધોલોકમાં અને જલમાં તફાવત છે તે અધોલોકે ૨૦ પૃથકત્વ અને સામાન્ય પાણીમાં ૪ જાય,

यतः-चत्तारि उड्ढलोए, जले चउक्क दुवे समुद्दमि ।
अट्ठसय तिरियलोए वीसपुहत्त अहोलोए ॥१॥

અર્થ—ઉર્ધ્વલોકે ૪ પાણીમાં ૪, સમુદ્રના ૨, તિર્છાલોકે ૧૦૮ અને અધોલોકે ૨૦ પૃથકત્વ જાય

ઉત્તરાધ્યયન જીવાજીવવિભક્તિ નામના અધ્યયનની અંદર "वीसमहे तहेव" અધોલોકમા ૨૦) કહેલા છે.

એક વિજયને વિષે એક સમયમા ઉત્કૃષ્ટ ૨૦) મોક્ષે જાય એક અકર્મભૂમિને વિષે કર્મભૂમિમાથી સહરણ કરીને લાવેલા હોય તો પણ એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૧૦) મોક્ષે જાય. એવી રીતે બધી અકર્મભૂમિમાથી સહરણદ્વારા જવાની સત્તા ખરી, પાડુકવનને વિષે એક સમયની અંદર બે, પદર કર્મભૂમિને વિષે એક સમયે એકી વખતે ૧૦૮ મોક્ષે જાય

## स्त्री नरगतिनारीज्योतिष्कदेवीवैमानिक-देवीभ्यो विंशतिः ॥९॥

અર્થ—સ્રીવેદ, નરગતી, સ્રી, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવીઓથી આવેલા ૨૦ જાય

વિ૦—સ્રી વેદવાળા જીવોમાથી આવેલા જીવો એક સમયની અંદર ૨૦) મોક્ષે જાય છે, તેથી વધારે જઈ શકતા નથી તે જીવો સ્રીવેદમાથી મરીને મનુષ્ય થયેલા હોય, અથવા તો સ્રી થયેલ હોય અથવા કૃતિમ

અર્થ—પુરૂષ સ્વલિંગી, મધ્ય અવગાહનાવાલા વૈમાનિક દેવતા અને તિર્ચ્છાલોકમાથી આવેલા એકનો ને આઠ મોક્ષે જાય.

વિશેષાર્થ -કોઈપણ જાતના (તિર્યંચ, મનુષ્ય કે દેવતા) પુરૂષ વેદમાથી આવેલા જીવો પુરૂષજ થયેલા હોય તો, એક સમયની અંદર એકી વખતે ૧૦૮) મોક્ષે જાય છે બાકી સ્ત્રી કે નપુંસક થયા હોય તો ન જાય

સ્વલિંગ એટલે સાધુપણુ લઇને સાધુનો વેષ રાખેલો હોય, તો તે એક સમયની અંદર એકી વખતે ઉત્કૃષ્ટ ૧૦૮ મોક્ષે જાય છે

મધ્યમ અવગાહનાવાળા એક સમયની અંદર એકી વખતે ૧૦૮) મોક્ષે જાય

દેવલોકની ગતિમાથી આવેલા જીવો એક સમયની અંદર ૧૦૮ મોક્ષે જાય

વૈમાનિક દેવ થકી આવેલા હોય તો એક સમયની અંદર ૧૦૮ મોક્ષે જાય

તિર્ચ્છાલોક જે લોકપ્રસિદ્ધ છે તેમાથી એક સમયની અંદર ઉત્કૃષ્ટા ૧૦૮ મોક્ષે જાય, વિશેષ-સમુદ્રમાથી ૨ મોક્ષે જાય સામાન્ય નદી, તળાવ, કુંડ, વિગેરેની અંદર કાઉસ્સગ કરી મોક્ષે જાય તો ૩ જાય

સિદ્ધપાહુડે અધોલોકમા અને જલમા તફાવત છે તે અધોલોકે ૨૦ પૃથકત્વ અને સામાન્ય પાણીમા ૪ જાય,

यतः–चत्तारि उड्ढलोए, जले चउक्क दुवे समुद्दमि।
अट्ठसय तिरियलोए वीसपुहुत्त अहोलोए ॥१॥

અર્થ—ઉર્ધ્વલોકે ૪ પાણીમા ૪, સમુદ્રના ૨, તિર્છાલોકે ૧૦૮ અને અધોલોકે ૨૦ પૃથક્ત્વ જાય

ઉત્તરાધ્યયન જીવાજીવવિભક્તિ નામના અધ્યયનની અંદર "वीसमहे तहेव" અધોલોકમા ૨૦) કહેલા છે

એક વિજયને વિષે એક સમયમા ઉત્કૃષ્ટ ૨૦) મોક્ષે જાય એક અકર્મભૂમિને વિષે કર્મભૂમિમાથી સંહરણ કરીને લાવેલા હોય તો પણ એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૧૦) મોક્ષે જાય. એવી રીતે બધી અકર્મભૂમિમાથી સંહરણદ્વારા જવાની સત્તા ખરી, પાડુકવનને વિશે એક સમયની અંદરબે, પંદર કર્મભૂમિને વિષે એક સમયે એકી વખતે ૧૦૮ મોક્ષે જાય

## स्त्री नरगतिनारीज्योतिष्कदेवीवैमानिकदेवीभ्यो विंशतिः ॥९॥

અર્થ—સ્રીવેદ, નરગતી, સ્ત્રી, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવીઓથી આવેલા ૨૦ જાય

વિ૦—સ્ત્રી વેદવાળા જીવોમાથી આવેલા જીવો એક સમયની અંદર ૨૦) મોક્ષે જાય છે, તેથી વધારે જઈ શકતા નથી તે જીવો સ્રીવેદમાથી મરીને મનુષ્ય થયેલા હોય, અથવા તો સ્ત્રી થયેલ હોય અથવા કૃતિમે

નપુંસક થયેલ હોય, તો પણ બધામાથી મલીને ૨૦ મોક્ષે જાય

મનુષ્યની જાતીમાથી આવેલા જીવો એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૨૦) મોક્ષે જાય

સ્ત્રીના જીવોમાથી આવેલા જીવો એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૨૦ જાય છે, અને મનુષ્યગતિના મનુષ્યમાથી આવેલા જીવો ૧૦ મોક્ષે જાય છે

જ્યોતિષ દેવીઓમાથી આવેલા જીવો એક સમયમા ૨૦ મોક્ષે જાય

વૈમાનિક દેવીઓમાથી આવેલા એક સમયની અંદર ૨૦ મોક્ષે જાય

**नपुंसकान्यलिङ्गनरकतिर्यक् त्रिपृथ्वी तिर्यक्-पुरुष स्त्रि त्रिनिकायदेवेभ्यो दश ॥१०॥**

અર્થ—નપુંસક, અન્યલિંગી, નરકગતી, તિર્યંચગતી, ત્રણ પૃથ્વી, તિર્યંચ પુરૂષ અને સ્ત્રી, તથા ત્રણ નિકાયના દેવોથી આવેલા ૧૦ જાય

વિ૦—નપુંસક વેદમાથી આવેલા જીવો મનુષ્ય થાય, અથવા તો કૃત્રિમ નપુંસક પાછો ફરીને થાય, તો પણ એક સમયની અંદર ૧૦ મોક્ષે જાય છે

અન્યલિંગ એટલે તાપસાદિક સન્યાસી વિગેરેના વેશવાળા જીવો એક સમયની અંદર એકી વખતે ૧૦ સિદ્ધિ પામે છે

નરક અને તિર્યંચની ગતિમાથી આવેલા હોય તો એક સમયની અદર ૧૦ મોક્ષે જાય

ત્રણ પૃથ્વી કહેતા રત્નપ્રભા, શર્કરાપ્રભા અને વાલુકાપ્રભામાથી આવેલા જીવો એક સમયની અદર ઉત્કૃષ્ટ દશ મોક્ષે જાય અને પકપ્રભાથી આવેલા ૪ મોક્ષે જાય ધુમપ્રભા આદિથી આવેલા મોક્ષે જતા નથી

તિર્યંચ પચેન્દ્રિય પુરૂષમાથી આવેલા જીવો એક સમયની અદર ઉત્કૃષ્ટ ૧૦ મોક્ષે જાય છે

તિર્યંચ પચેન્દ્રિય સ્ત્રીથી આવેલા જીવો એક સમયની અદર ઉત્કૃષ્ટ ૧૦ મોક્ષે જાય છે અગ્નિકાય, વાઉકાય, બેઇદ્રી, તેઇદ્રી અને ચઉરીન્દ્રિવાળા જીવોમાથી આવેલા મોક્ષે જતા નથી

ભુવનપતિની દશનિકાયના દેવ થકી અને વ્યન્તર દેવમાથી આવેલા એક સમયની અદર ૧૦ મોક્ષે જાય

જ્યોતિષિ દેવમાથી આવેલા હોય તો ૧૦ મોક્ષે જાય

**उत्कृष्टावगाहनेऽधोलोके वनस्पतिभ्यो व्यन्तरान्तदेवीभ्यः क्रमाद् द्वौ द्वाविंशति, षट्पञ्च ॥२१॥**

અર્થ—ઉત્કૃષ્ટ અવગાહનાવાલા, અધોલોક, વનસ્પતિ, ભુવનપતિ વ્યતરદેવીથી આવેલા ક્રમશ ૨, ૨૨, ૬ અને પાચ મોક્ષે જાય

वि०—ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એટલે ૫૦૦ ધનુષનું શરીર હોય તેવા એક સમયની અંદર ૨ મોક્ષે જાય અહીંયા કોઈને શંકા થશે કે મારૂદેવીમાતા ૫૨૫ ધનુષ ઉંચા હતા તો પછી તે કેમ મોક્ષે ગયા? તેનુ કારણ એ છે કે આ જે ઉત્કૃષ્ટ અવગાહના ૫૦૦ ધનુષ્યની કીધી છે, તે તીર્થંકરને આશ્રીનેજ કીધી છે પરંતુ સામાન્ય કેવલીને આશ્રીને કીધી નથી તથા મારૂદેવીનું આશ્ચર્ય પણ કહેવાય છે

તથા અધોલોકે એટલે મહાવિદેહ ક્ષેત્રની અંદર જે કુબડી નામની વિજય છે તેની અંદર મોક્ષે જાય તો એક સમયની અંદર ઉત્કૃષ્ટા ૨૨ જાય

વનસ્પતિકાયમાંથી આવેલા જીવો એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૬ મોક્ષે જાય

ભૂવનપતિની, દશનિકાયની દેવોમાંથી અને વ્યન્તરની દેવીમાંથી આવેલા જીવો એક સમયની અંદર ઉત્કૃષ્ટ ૫ મોક્ષે જાય

## गृहिलिङ्गजघन्यावगाहोर्ध्वलोक-
## पृथ्वीजलेभ्यश्चत्वार ॥१२॥

અર્થ—ગૃહસ્થલીંગી, જઘન્ય અવગાહનાવાળા, ઉર્ધ્વ લોક, પૃથ્વીકાય અને અપ્કાયથી આવેલા એક સમયમાં ૪ મોક્ષે જાય

વિ૦ ગૃહસ્થલિંગ એટલે સાધુવેશ લીધા શિવાય શ્રાવક-

પણાની અંદર ચારિત્ર ભાવનાથી એક સમયની અંદર ઉત્કૃષ્ટા એકી વખતે ૪ મોક્ષે જાય

જઘન્ય અવગાહના એટલે બે હાથ ઉંચી કાયાવાળા એક સમયની અંદર ઉત્કૃષ્ટા ૪ મોક્ષે જાય, અહીંયા કોઈને શંકા થશે કે જઘન્ય સાત હાથવાલુ શરીર યોગ્ય છે, તો પછી કુર્માપુત્ર જે બે હાથના શરીરવાલા હતા તે કેમ મોક્ષે ગયા? તેનુ કારણ એ છે, કે જે જઘન્ય સાત હાથ શરીર કહ્યુ છે તે તીર્થંકરને આશ્રીને કહ્યુ છે, પણ સામાન્ય કેવલીને આશ્રીને કહ્યુ નથી તેથી સાત હાથવાળા તીર્થંકરજ મોક્ષે જાય પણ કુર્માપુત્ર આદિ તો જઘન્ય બે હાથ શરીરવાળા મોક્ષે જાય તે કવચિતજ સમજવુ

તથા ઉર્ધ્વલોકે એટલે મેરૂપર્વતની ચુલીકા અને નંદનવનને વિષે એક સમયની અંદર ઉત્કૃષ્ટા ૪ મોક્ષે જાય

પૃથ્વીકાય અને અપ્કાયમાથી આવેલા જીવો એક સમયમા ૪ મોક્ષે જાય

એવી રીતે દરેક વેદ, ગતિ, અને લિંગની અપેક્ષાએ જીવોની એક સમયમા સિદ્ધ થવાની સંખ્યા બતાવી હવે સિદ્ધોના આંતરા કેટલા કેટલા હોય તે બતાવે છે

**द्वात्रिंशदष्टचत्वारिंशत् षष्टिद्वासप्ततिचतुरशीतिषण्णवतिद्विचष्टादिकसिद्धिः अष्टादिषु समयेषु ॥१३॥**

**શબ્દાર્થ**—એકથી માંડીને ૩૨ સુધી મોક્ષે જાય તો આઠ સમય સુધી જાય, પછી નવમે સમયે આંતરૂ પડે એવી રીતે ૩૩ થી ૪૮ ૭ સમય સુધી, ૪૯ થી ૬૦ ૬ સમય સુધી, ૬૧ થી ૭૨ ૫ સમય, ૭૩ થી ૮૪ ૪ સમય, ૮૫ થી ૯૬ ૩ સમય, ૯૭ થી ૧૦૨ ૨ સમય, અને ૧૦૩ થી ૧૦૮ સુધી એક સમયમાં જાય છે પછી આંતરો પડે છે,

**વિવેચન**—ચઉદે રાજલોકમાથી જો એકથી માંડીને બત્રીસ સુધીમા મોક્ષે જાય તો આઠસમય સુધી નિરંતર જાય, પછી નવમે સમયે આંતરૂ પડે એટલે કોઈ પણ મોક્ષે જઇ શકે નહિ, એવી રીતે ૩૩ થી ૪૮ સુધીના સાત સમય સુધી મોક્ષે જાય છે, પછી આંતરૂ પડે ૪૯ થી ૬૦ સુધીના છ સમય સુધી મોક્ષે જાય પછી સાતમે સમયે આંતરૂ પડે ૬૧ થી ૭૨ સુધી આંતરા વિના પાંચ સમય સુધી મોક્ષે જાય પછી છઠ્ઠે સમયે આંતરૂ પડે. ૭૩ થી ૮૪ સુધી આંતરા વિના ચાર સમય સુધી મોક્ષે જાય પછી આંતરૂ પડે, ૮૫ થી ૯૬ સુધી જો નિરંતર મોક્ષે જાય તો ત્રણ સમય સુધી જાય પછી આંતરૂ પડે ૯૭ થી ૧૦૨ સુધી નિરંતર લગોલગ બે સમય સુધી મોક્ષે જાય પછી આંતરૂ પડે, ૧૦૩ થી ૧૦૮ સુધી એક સમયની અંદર મોક્ષે જાય પછી બીજે સમયે આંતરૂ પડે, પછી કોઈ મોક્ષે જાય નહિ જઘન્યમા જઘન્ય એક સમયનો આંતરો છે અને ઉત્કૃષ્ટ છ માસનો આંતરો છે, આ આંતરો થયા પછી જરૂર મોક્ષે જાય

## द्वाविंशतिसप्तत्रिदशवर्षसहस्त्रत्रिदिनद्वादशवर्षैकोनपञ्चाशद्दिनषण्मासत्रिपल्यायुष. यथाक्रमम् पृथ्व्व्वायुवनस्पत्यग्निद्वित्रिचतुष्पञ्चेन्द्रियानां ॥१४॥

શબ્દાર્થ—પૃથ્વીકાય, અપ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, અગ્નિકાય, બેઇંદ્રિ તેઇંદ્રિ, ચઉરીંદ્રિ અને પચેન્દ્રિ જીવોની ઉત્કૃષ્ટ આયુષની સ્થિતિ અનુક્રમે (૨૨૦૦૦) વરસ, સાત હજાર વર્ષ, ત્રણ હજાર વર્ષ, દશ હજાર વર્ષ ત્રણ દિવસ, બાર વર્ષ, ૪૯ દિવસ, છ મહિના અને ત્રણ પલ્યોપમની છે

વિ૦—પૃથ્વીકાયની ઉત્કૃષ્ટ બાવીસ હજાર વર્ષની સ્થિતિ હોય છે, અપ્કાયની સ્થિતિ સાત હજાર વર્ષની, વાયુકાયની સ્થિતિ ત્રણ હજાર વર્ષ, વનસ્પતિકાયની સ્થિતિ દશ હજાર વર્ષ, અગ્નિકાયની સ્થિતિ ત્રણ દિવસ, બેઇંદ્રિવાળા જીવોની સ્થિતિ બાર વર્ષ ત્રણ ઇંદ્રિવાળા(સ્પર્શ—રસ—ઘ્રાણ)જીવોની ૪૯ દિવસ, ચાર ઇન્દ્રિવાળા (સ્પર્શ—રસ—ઘ્રાણ ચક્ષુ) જીવોની સ્થિતિ છ મહિના, અને પચેન્દ્રિયગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યની સ્થિતિ ત્રણ પલ્યોપમની હોય છે અને બધાની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની હોય છે

વિશેષથી બતાવતા કોમળ માટીની આયુષની સ્થિતિ એક હજાર વર્ષની કુમાર જાતિની માટીની સ્થિતિ બાર હજાર વર્ષની, વેળુની સ્થિતિ ચૌદ હજાર વર્ષની, મનશીલની સ્થિતિ સોલહજાર વર્ષની, નાનો પત્થરોની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર હજાર વર્ષની અને મોટા મોટા પત્થરાની બાવીસ હજાર વર્ષની છે

## परमाणवोऽनन्ताः त्रसरेणु रथरेणुवालाग्र-लिक्षायूकायवाङ्गुला अष्टगुणा ॥१५॥

શબ્દાર્થ–અનન્તા પરમાણુનો એક ત્રસરેણુ થાય, આઠ ત્રસરેણુનો એક રથરેણુ થાય, આઠ રથરેણુનો એક વાલનો અગ્ર ભાગ થાય, આઠ વાલાગ્રની એક લીંખ થાય, આઠ લીંખની એક જુ થાય, આઠ જુનો એક યવ થાય અને આઠ યવનો એક આગલ થાય છે

વિ૦–લોકપ્રકાશમા સૂક્ષ્મ અને વ્યવહારી બે જાતના પરમાણુઓ છે, તેમા અનન્તા સૂક્ષ્મપરમાણુઓનો એક વ્યવહારિક પરમાણુ થાય છે, અને અનન્તા વ્યવાહારિકપરમાણુઓની એક ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય છે અને આઠ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાનો એક શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય, આઠ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાનો એક ઉર્ધ્વરેણુ થાય, આઠ ઉર્ધ્વરેણુનો એક ત્રસરેણુ થાય, આઠ ત્રસરેણુનો એક રથરેણુ, આઠ રથરેણુએ એક વાલાગ્ર, આઠ વાલાગ્રે એક લીખ, આઠ લીખે

એક જુ, આઠ જુએ એક જવ, આઠ જવે એક આગુલ, આ ઉત્સેધ આગુલ કહેવાય છે, આવા ૪૦૦ ઉત્સેધ આગુલ લાબા ને અઢી આગુલે વ્યાજ એટલે પહોળાઇએ ગુણવાથી પ્રમાણઆગુલ આવે છે

કોષ્ટક.

| | |
|---|---|
| અનન્તા વ્યવહારીક પરમાણુની | ૧ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા |
| ૮ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાની | ૧ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા |
| ૮ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાની | ૧ ઉર્ધ્વરેણુ |
| ૮ ઉર્ધ્વરેણુની | ૧ ત્રસરેણુ |
| ૮ ત્રસરેણુની | ૧ રથરેણુ |
| ૮ રથરેણુની | ૧ વાલાગ્ર(વાલનોઅગ્રભાગ) |
| ૮ વાલાગ્રની | ૧ લીંખ |
| ૮ લીખની | ૧ યુકા (માથાની જુ ) |
| ૮ યુકા (જુ )ની | ૧ જવનો મધ્ય ભાગ |
| ૮ જવના મધ્ય ભાગનો | ૧ ઉત્સેધ આગુલ |
| ૪૦૦ ઉત્સેધ આગુલ લાબાનો | ૧ પ્રમાણ આગુલ |
| ૨૪ આગુલનો | ૧ હાથ |
| ૪ હાથનો | ૧ ધનુષ્ય |
| ૨૦૦૦ ધનુષ્યનો | ૧ ગાઉ |
| ૪ ગાઉ | ૧ યોજન |

द्वादश सप्तत्रिसप्ताष्टाविंशतिसप्ताष्टनवार्ध-
त्रयोदशद्वादशदशदशनवद्वादशषड्विंशति-
पंचविंशतिलक्षाः कुलकोटयः
पृथ्व्यप्तेजोवायुवनस्पतिद्वित्रिचतुरिन्द्रिय-
जलचरखेचर चतुष्पदोरोभुजपरिसर्पनरामर-
निरयेषु यथाक्रमम् ॥१६॥

શબ્દાર્થ—બાર, સાત, ત્રણ, સાત અઠાવીસ, સાત, આઠ, નવ, સાડા બાર, બાર, દશ, દશ, નવ, બાર, છવીસ, અને પચીસ લાખ કુલ કોટી અનુક્રમે પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય બેઇંદ્રી તેઇંદ્રી, ચઉરીંદ્રિ, જલચર, ખેચર, ચાર પગવાળા, ઉરપરિસર્પ, ભુજ-પરિસર્પ, નર, દેવતા અને નારકીઓની હોય છે

વિ૦–કુલકોટી એટલે દરેક યોનીઓમાથી જેટલી જેટલી જાતિના જીવો ઉત્પન્ન થાય તે કુલકોટી કહેવાય જેમકે છાણમાથી વીંછી, કીડા, કૃમિયા આદિ ઉત્પન્ન થાય છે, તે બધા કુલ કહેવાય એવી કુલ કોટી પૃથ્વીકાયની બાર લાખ, અપ્કાયની સાત લાખ, અગ્નિકાયની ત્રણ લાખ, વાયુકાયની

સાત લાખ, વનસ્પતિકાયની અઠ્ઠાવીસ લાખ, બેઇદ્રિ જીવોની સાત લાખ, તેઇદ્રિ જીવોની આઠ લાખ, ચઉરીન્દ્રિ જીવોની નવ લાખ, જલચર પચેન્દ્રિયની સાડાબાર લાખ, ખેચર પચેન્દ્રિય પક્ષી આદિની બાર લાખ, ચાર પગવાળા પચેન્દ્રિય ગાય ભેસ આદિની દશ લાખ, ઉરપરિસર્પ છાતીથી ચાલનારા પચેન્દ્રિય સર્પ આદિ જીવોની દશ લાખ, હાથથી ચાલનારા પચેન્દ્રિય નોળીઆ આદિ જીવોની નવ લાખ, મનુષ્યની બાર લાખ, દેવતાની છવીસ લાખ અને નારકીના જીવોની પચીસ લાખ કુલ કોટી હોય છે વળી ઉત્પન્ન થવાના સ્થાન હોય તે યોની કહેવાય, એવી યોની ૮૪ લાખ છે, ને કુલ કોટી એકદર ૧૯૭ાા લાખ છે

તેનું યત્ર પ્રત્યેક ગતિ અને દરેક પ્રકારના જીવ પ્રત્યેનું નીચે બતાવેલુ છે

| | કુલકોટી | | યોની | |
|---|---|---|---|---|
| તિર્યંચગતિ | ૧૩૪ાા | લાખ | ૬૨ | લાખ |
| મનુષ્યગતિ | ૧૨ | લાખ | ૧૪ | લાખ |
| દેવગતિ | ૨૬ | લાખ | ૪ | લાખ |
| નરકગતિ | ૨૫ | લાખ | ૪ | લાખ |
| કુલ | ૧૯૭ાા | લાખ | ૮૪ | લાખ |

## દરેક પ્રકારના જીવ પ્રત્યેની યોની અને કુલ કોટીનુ યન્ત્ર

| નામ | કુલકોટી | યોની | નામ | કુલકોટી | યોની |
|---|---|---|---|---|---|
| પૃથ્વીકાય | ૧૨ લાખ | ૭ લાખ | ૯ જલચર પચિંદ્રિય તિર્યંચ | ૧૨ાા લા. | ૪ લા |
| અપ્કાય | ૭ લાખ | ૭ લાખ | ૧૦ ખેચર પચિંદ્રિય તિર્યંચ | ૧૨ લાખ | ,, |
| અગ્નિકાય | ૩ લાખ | ૭ લાખ | ૧૧ ચતુષ્પદ તિર્યંચ | ૧૦ લાખ | ,, |
| વાયુકાય | ૭ લાખ | ૭ લાખ | ગાયભેંસઆદિ ૧૨ ઉરપરિસર્પ તિર્યંચ(સાપ વિગેરે | ૧૦ લાખ | ,, |
| વનસ્પતિકા | ૨૮ લાખ | ૧૦ પ્રત્યેક ૧૪ સાધા } લાખ | ૧૩ ભુજપરિસર્પ તિર્યંચ નોળીઆ ઉંદર વિ | ૯ લાખ | ,, |
| બેઇંદ્રિય | ૭ લાખ | ૨ લાખ | ૧૪ મનુષ્ય | ૧૨ લાખ | ૧૪ લા. |
| તેઇંદ્રિય | ૮ લાખ | ૨ લાખ | ૧૫ દેવતા | ૨૬ લાખ | ૪ લાખ |
| ચઉરીંદ્રિય | ૯ લાખ | ૨ લાખ | ૧૬ નારકી | ૨૫ લાખ | ૪ લાખ |

સર્વ મળીને કુલકોટી ૧૯૭ાા લાખ અને
યોની ૮૪ લાખ હોય છે

## જગતીનુ સ્વરૂપ.

## अष्टोच्चा द्वादशचतुर्मूलोपरिपृथुला जगत्यः ॥ १७ ॥

શબ્દાર્થ—દરેક સમુદ્રની જગતીઓ એટલે કિલ્લાઓ આઠ યોજન ઉંચી, બાર યોજન મૂલની અંદર પહોળી અને ઠેઠ ટોચ ઉપરે ચાર યોજન પહોળી હોય છે

વિસ્તારાર્થ—જેમ તળાવને અથવા કોઇ નગરને ફરતો કિલ્લો બાંધે છે, તેવી રીતે દરેક સમુદ્રને ફરતા ગઢની માફક શાશ્વતી જગતીઓ હોય છે, જે દ્વિપ અને સમુદ્રને જુદા પાડે છે તે પાણીની સપાટીથી આઠ યોજન ઊંચી હોય છે મૂલમા પાણી નીચે બાર યોજન પહોળી હોય છે પછી જેટલા જેટલા યોજન ઉપર ચડતા જાય તેટલી તેટલી ઓછી જાડી હોય છે એમ કરતા ઠેઠ ટોચ ઉપર જતા ચાર યોજન પહોળી હોય છે તે જગતીઓ વજ્રમય છે અને જાત જાતની મણી રત્નના કમાડ, ઉંમરા અને ભુગલવાળા દરવાજાએ કરીને શોભી રહી છે, બધા દ્વિપ અને સમુદ્રને વીંટાઇ રહેલી છે

## द्विपादगव्युतोच्चायामा वेदिका ऊनद्वययोजनवनशिरस्का ॥ १८ ॥

શબ્દાર્થ—બે ગાઉ ઉંચી અને પાચસો ધનુષ્ય પહોળી એવી શીખર ઉપર બન્ને બાજુએ બે યોજનથી કઇક ઓછા યોજન વનવાળી વેદિકા છે

વિસ્તારાર્થ—જે જગતિની ઉપર બીજા નાના કિલ્લાની માફક બે ગાઉ ઉંચી અને પાચસો ધનુષ્ય પહોળી વેદિકા છે, તે વેદિકાની બન્ને બાજુએ જગતિની ટોચ ઉપર દોઢસો ધનુષ ઓછા એવા બે યોજનના વિસ્તારવાળા વન છે વળી તે જગતિને ફરતા ચારે બાજુ હાવ જેમ કિલ્લાની ઉપર કુ ડાળાના આકારના ગોખ મુકેલા હોય છે, તેમ તેને પણ ગોખો કહેતા બારીઓ મુકેલી છે તે જગતિને ચારે દિશાની અ દર ૮ યોજન ઉંચા, ૪ યોજન પહોળા અને ૧ કોસના બારણાવાળા એવા ચાર મોટા દરવાજા છે તે પૂર્વ દિશાના દરવાજાનું નામ વિજય, પશ્ચિમ દિશાના દરવાજાનું નામ વૈજયન્ત, ઉત્તર દિશા ા દરવાજાનું નામ જયન્ત અને દક્ષિણ દિશા તરફના દરવાજાનું નામ અપરાજીત છે

## શિખરી આદિ પર્વતનુ સ્વરૂપ

## एकद्विचतु शतयोजनोच्चा हिमवन् महा-हिमवन्निपधा शिखरिरुक्मिनीला ॥१९॥

શબ્દાર્થ—બાહેરના હીમવ ત અને શિખરી સો યોજન ઉંચા છે, વચલા મહાહિમવ ત અને રૂકિમ બસો યોજન

ઉચા છે, માહેના નિષધ અને નીલ પર્વત ચારસો યોજન ઉચા છે

**વિસ્તરાર્થ**—ભરત અને હિમવત ક્ષેત્રને જુદો પાડનાર જે 'હિમવાન્' પર્વત, ઐરણ્યવત અને ઐરાવતને જુદો પાડનાર જે 'શીખરી' પર્વત, એ બન્ને સો યોજન ઉચ્ચા છે હિમવત અને હરિવર્ષ ક્ષેત્રને જુદો પાડનાર જે 'મહાહિમવાન્' પર્વત, ઐરણ્યવત અને રમ્યકને જુદો પાડનાર 'રૂકિમ' પર્વત એ બન્ને બસો બસો યોજન ઉચા છે હરિવર્ષ અને મહાવિદેહને જુદો પાડનાર 'નિષધ' પર્વત તથા રમ્યક અને મહાવિદેહને જુદો પાડનાર 'નીલ' પર્વત એ બન્ને ચારસો ચારસો યોજન ઉચા છે

યત્ર સ્થાપના

| | | | ઉંચા |
|---|---|---|---|
| ૨ બાહેરના | હીમવાન્ અને | શિખરી | ૧૦૦ |
| ૨ મધ્યના | મહાહિમવાન્ અને | રૂકિમ | ૨૦૦ |
| ૨ અતરના | નિષધ અને | નીલ | ૪૦૦ |

## જમ્બુદ્વીપ ગત ક્ષેત્રાદિનુ સ્વરૂપ

## आ विदेहेभ्यो द्विगुण द्विगुणा भयतो वर्षवर्षधराणा व्यायामः ॥२०॥

**શબ્દાર્થ.**—મહાવિદેહ સુધી બન્ને બાજુના ક્ષેત્ર અને પર્વતોની લબાઈ બમણી બમણી છે

**વિસ્તરાર્થ** —ભરતક્ષેત્ર ૫૨૬ યોજન ૬ કલા, તેનાથી બમણું હિમવાન્ પર્વત ૧૦૫૨ યોજન ૧૨ કલા, હિમવત ક્ષેત્ર ૨૧૦૫ યોજન ૫ કલા, મહાહિમવાન્ પર્વત ૪૨૧૦ યોજન ૧૦ કલા, હરિવર્ષ ક્ષેત્ર તેનાથી બમણું ૮૪૨૧-૧ કલા, તેનાથી બમણું નિષધ પર્વત ૧૬૮૪૨-૨ કલા, મહા વિદેહ ક્ષેત્ર ૩૩૬૮૪-૪ કલા, આ બધા મહાવિદેહની દક્ષિણ બાજુના ક્ષેત્ર અને પર્વતોનું પ્રમાણ જાણવુ

એવીજ રીતે ઉત્તર દિશાના ક્ષેત્ર અને પર્વતોનું પ્રમાણ પણ બમણું બમણું ઉપર પ્રમાણેજ જાણવુ જેમ કે ઐરવત ક્ષેત્ર ૫૨૬ યોજન કલા, તેનાથી બમણુ શિખરી પર્વત ૧૦૫૨ યોજન ૧૨ કલા, એરણ્યવત ક્ષેત્ર ૨૧૦૫-૫ કલા, રૂકિમ પર્વત ૪૨૧૦-૧૦ કલા, રમ્યક્ ક્ષેત્ર ૮૪૨૧ યોજન ૧ કલા, નીલ પર્વત ૧૬૮૪૨-૨ કલા પ્રમાણ છે

તેનું યંત્ર નીચે પ્રમાણે જાણવું સ્થાપના —

| નામ | યોજન | કલા, |
|---|---|---|
| ઐરવત ક્ષેત્ર | ૫૨૬ | ૬ |
| શિખરી પર્વત | ૧૦૫૨ | ૧૨ |
| ઐરણ્યવત ક્ષેત્ર | ૨૧૦૫ | ૫ |
| રૂકિમ પર્વત | ૪૨૧૦ | ૧૦ |
| રમ્યક્ ક્ષેત્ર | ૮૪૨૧ | ૧ |
| નીલ પર્વત | ૧૬૮૪૨ | ૨ |

| | | |
|---|---|---|
| મહાવિદેહ ક્ષેત્ર | ૩૩૬૮૪ | ૪ |
| નીષધ પર્વત | ૧૬૮૪૨ | ૨ |
| હરીવર્ષ ક્ષેત્ર | ૮૪૨૧ | ૧ |
| મહાહીમવાન્ પર્વત | ૪૨૧૦ | ૧૦ |
| હીમવત ક્ષેત્ર | ૨૧૦૫ | ૫ |
| હીમવાન્ પર્વત | ૧૦૫૨ | ૧૨ |
| ભરત ક્ષેત્ર | ૫૨૬ | ૬ |

જબુદ્વીપ દક્ષિણ ઉત્તર અને પૂર્વ પશ્ચિમ એકદર ૧૦૦૦૦૦ યોજન સમજવો

જબુદ્વીપ ગત દ્રહનુ સ્વરૂપ

द्रहा. सदेव्यावासकमला' गिर्युच्चत्वदश-गुणदैर्घ्यार्धविस्तीर्णा दशयोजनोद्वेधा. ॥ २१ ॥

શબ્દાર્થ—દેવીઓને રહેવાના સ્થાન અને કમલોએ કરીને સહિત એવા દ્રહો (મોટા સરોવરો) પર્વતોની ઉચાઇથી દશ ગુણા લાબા, લબાઇથી અડધા પહોળા અને દશ યોજન ઉડા છે

વિસ્તરાર્થ —બાહેરના મધ્યના અને અદરના મળી છ પર્વતો ઉપર છ મોટા દ્રહો છે દરેક દ્રહો જે જે પર્વતોની ઉપર રહેલા છે, તે તે પર્વતોની ઉચાઇથી દશગુણા લાબા છે

લબાઈથી અડધા પહોળા છે અને દશ યોજન ઉડા છે જેમ કે બાહેરના પર્વત હીમવાન્ અને શિખરીની ઉચાઈ ૧૦૦ યોજનની છે તેનાથી દશ ગુણા ૧૦૦૦ યોજન તે બન્ને પર્વતની ઉપર રહેલા દ્રહો લાબા છે. લબાઇથી અડધા ૫૦૦ યોજન પહોળા છે, અને બન્ને દ્રહો ૧૦ દશ યોજન ઉડા છે એવી રીતે દરેક દ્રહો પોતપોતાના પર્વતોની ઉપર રહેલા છે, બાહેરના, મધ્યના, અને અદરના કયા કયા પર્વતો કહેવાય તેનું યત્ર

દ્રહોના નામ તથા ઉચાઈ લબાઈ ને ઉડાઇનું યત્ર

૧ હીમવાન્ બાહેરના
૨ મહાહીમવાનમધ્ય
૩ નીવધ અતના
૪ નીલ અતના
૫ રૂક્મિ મધ્યના
૬ શીખરી બાહિરના

| કયા પર્વતની ઉપર | દ્રહ નામ | પર્વત ઉ યો | દ્રહ ઉ યો | લંબ પહોળાઇ યો |
|---|---|---|---|---|
| બાહેરના ૨ | પદ્મ પુડરીક | ૧૦૦ | ૧૦૦૦ | ૫૦૦ |
| મધ્યના ૨ | મહાપદ્મ મહાપુડરીક | ૨૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ |
| અદરના ૨ | તેગિચ્છ કેસરી | ૪૦૦ | ૪૦૦૦ | ૨૦૦૦ |

બધા દ્રહોની ઉંડાઈ એક સરખી દશ દશ યોજનની છે દરેક દ્રહોની ઉપર અનુક્રમે શ્રી દેવી લક્ષ્મી દેવી હ્રીદેવી અને બુદ્ધિ દેવી, અદરના દ્રહો ઉપર ધી દેવી અને કીર્તિ દેવીને રહેવાના આવાસ છે દરેક દેવીઓના આવાસ કમલની અદર છે તે કમલ પાણીની સપાટી ઉપરથી બે ગાઉ ઉચા, અને દ્રહોનો જેટલો વિસ્તાર હોય તેનો પાચમો ભાગ કમલોનો વિસ્તાર, અને કમલના વિસ્તા

વિશેષાર્થ —સાત પ્રાણુનો એક સ્તોક સાત સ્તોકનો એક લવ, સત્તોતેર લવનો એક મુહુર્ત, ત્રીસ મુહુર્તનો એક દિવસ, ત્રીસ દિવસનો એક મહિનો અને બાર મહિનાનું એક વર્ષ થાય છે ૧૦૦

તેનું યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૧ | ૭ પ્રાણે ૧ સ્તોક | ૨ | ૭ સ્તોકે ૧ લવ |
| ૩ | ૭૭ લવે ૧ મુહુર્ત | ૪ | ૩૦ મુહુર્તે ૧ દિવસ |
| ૫ | ૩૦ દિવસે ૧ મહિનો | ૬ | ૧૨ મહિને ૧ વર્ષ |
| ૭ | ૮૪૦૦૦૦૦વર્ષે૧ પૂર્વાંગ | ૮ | ૮૪૦૦૦૦૦પૂર્વાંગે૧પૂર્વ |

દેવતાના આહારાદિ સ્વરૂપ

जघन्याश्चतुर्थस्तोकसप्तकाभ्या-
माहारोच्छ्वासौ ॥१०१॥

શબ્દાર્થ —જઘન્ય સ્થિતિવાળા દેવતાનો એક અહો રાત્રિ પછી આહાર અને સાત સ્તોક પછી એક ઉચ્છવાસ હોય છે

વિશેષાર્થ —ભુવનપતિ ને વ્યન્તરમા જે જઘન્ય દશહજાર વર્ષની સ્થિતિવાળા દેવતા છે, તેઓ આહારની અભિલાષા એક એક દિવસને આતરે મનથીજ તૃપ્ત કરે છે

કારણ કે દેવલોકમા કવલાહાર નથી, લોમાહાર છે

આધિ વ્યાધિ રહીત મનુષ્ય જે ઊંચો નીચો શ્વાસ લે છે, તેને પ્રાણ કહેવાય એવા સાત પ્રાણે એક સ્તોક થાય, તે સાત સ્તોક થાય ત્યારે જઘન્ય સ્થિતિવાલા દેવતાઓ એક શ્વાસ લે ૧૦૧

## आसागराद् दिवसमुहुर्त्तपृथकत्वाभ्यां ॥१०२॥

શબ્દાર્થ — એક સાગરોપમ સુધી સ્થિતિવાળા દેવતાનો દિવસ પૃથકત્વે આહાર અને મુહુર્ત પૃથકત્વે ઉચ્છ્વાસ હોય છે

વિશેષાર્થ —દસહજાર વર્ષ સ્થિતિની ઉપર સમય, આવલી, મુહુર્ત, દિવસ, માસ, વર્ષ, એક-બે પલ્યોપમ વિગેરે વધારે હોય ત્યાથી માડીને એક સાગરોપમની અંદર કાંઈક ઓછી એવી સ્થિતિવાળા દેવતાઓનો આહાર દિવસ પૃથકત્વે હોય છે, અને ઉચ્છવાસ મુહુર્ત પૃથકત્વે હોય છે ૧૦૨

## परतोऽतरसमपक्षवर्षसहस्राभ्यां ॥१०३॥

શબ્દાર્થ —આગળ સાગરોપમ જેટલા પક્ષ પછી અને તેટલા હજાર વર્ષ ઉચ્છ્વાસ અને આહાર હોય છે

વિશેષાર્થ —પૂરેપૂરા એક સાગરોપમથી માડીને ૩૩ સાગરોપમ સુધી સ્થિતિવાળા દેવતાઓના જેટલા સાગરોપમનું આયુષ્ય હોય તેટલા પખવાડીઆ પછીજ, ઉચ્છવાસ અને તેટલાજ હજાર વર્ષ પછી આહાર હોય છે ૧૦૩ - ~

## તેનુ યન

| દેવલોક નામાનિ | સાગર | ઉચ્છ્વાસ | આહાર | દેવલોક નામાનિ | સાગર | ઉચ્છ્વાસ | આહાર |
|---|---|---|---|---|---|---|---|
| ૧ સૌધર્મેન્દ્ર | ૨ | ૨ પક્ષ | ૨ હજાર વર્ષ | ૪ સર્વતોભ | ૬ | ૬ પક્ષ | ૨૬ હજાર વર્ષ |
| ૨ ઇ દેવલોક | ૨ | ૨ પક્ષ | ૨ હજા વ | ૧ વિશાલ | ૨૭ | ૨૭ પક્ષ | ૨૭ હજાર વર્ષ |
| ૩ સનત્કુમાર | ૭ | ૭ પક્ષ | ૭ હજાર વર્ષ | ૬ સુમનસ | ૨૮ | ૨૮ પક્ષ | ૨૮ હજાર વર્ષ |
| ૪ માહેન્દ્ર | ૭ | ૭ પક્ષ | ૭ હજાર વર્ષ | ૭ સૌમનસ | ૨૯ | ૨૯ પક્ષ | ૨૯ હજાર વર્ષ |
| ૫ બ્રહ્મલોક | ૧૦ | ૧૦ પક્ષ | ૧૦ હજાર વ | ૮ પ્રીતિકર | ૩૦ | ૩૦ પક્ષ | ૩૦ હજાર વર્ષ |
| ૬ લાંતક | ૧૪ | ૧૪ પક્ષ | ૧૪ હજાર વ. | ૯ આદિત્ય | ૩૧ | ૩૧ પક્ષ | ૩૧ હજાર વર્ષ |
| ૭ શુક્ર | ૧૭ | ૧૭ પક્ષ | ૧૭ હજાર વ | ૧ વિજય વિ | ૩૩ | ૩૩ પક્ષ | ૩૩ હજાર વર્ષ |
| ૮ સહસ્રાર | ૧૮ | ૧૮ પક્ષ | ૧૮ હજાર વ | ૨ વૈજયન્ત | ૩૩ | ૩૩ પક્ષ | ૩૩ હજાર વર્ષ |
| ૯ આનત | ૧૯ | ૧૯ પક્ષ | ૧૯ હજાર વ | ૩ જયન્ત | ૩૩ | ૩૩ પક્ષ | ૩૩ હજાર વર્ષ |
| ૧૦ પ્રાણત | ૨૦ | ૨૦ પક્ષ | ૨૦ હજાર વ | ૪ અપરાજિત | ૩૩ | ૩૩ પક્ષ | ૩૩ હજાર વર્ષ |
| ૧૧ આરણ | ૨૧ | ૨૧ પક્ષ | ૨૧ હજાર વ | ૫ સર્વાર્થસિદ્ધ | ૩૩ | ૩૩ પક્ષ | ૩૩ હજાર વર્ષ |
| ૧૨ અચ્યુત | ૨૨ | ૨૨ પક્ષ | ૨૨ હજાર વ | | | | |
| ૧ સુદર્શન ગ્રૈ | ૨૩ | ૨૩ પક્ષ | ૨૩ હજાર વ | | | | |
| ૨ શુભંકર ગ્રૈ | ૨૪ | ૨૪ પક્ષ | ૨૪ હજાર વ | | | | |
| ૩ મનોરમ ગ્રૈ | ૨૫ | ૨૫ પક્ષ | ૨૫ હજાર વ | | | | |

આવી રીતે જેટલા સાગરોપમના સ્થિતિ તેટલા પખવાડીયા પછી ઉચ્છ્વાસ અને તેટલાજ હજાર વર્ષે પછી આહાર લે છે

દેવતાના અવધિજ્ઞાન વિષયનુ સ્વરૂપ

**द्विद्विद्विद्वि चतु. षट् त्रिग्रैवेयकवासिनोऽध प्रथमाद्या. विषयाः ॥१०४॥**

શબ્દાર્થ.—બે બે બે બે અને ચાર દેવલોક, છ અને ત્રણ ગ્રૈવેયકના દેવતાના અવધિજ્ઞાનનો વિષય રત્નપ્રભા આદિ નારકીઓની અંદર છે

વિશેષાર્થ —પહેલા સૌધર્મ અને ઇશાન દેવલોકના સામાનિક આદિ ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અવધિજ્ઞાનથી પહેલી નારકી રત્નપ્રભાના દેવટના તલીઆ સુધી જોઈ શકે છે, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી અને તિર્ચ્છામા અસખ્યાતા દ્વીપ સમુદ્રો સુધી જોઈ શકે છે

સનત્કુમાર અને માહેન્દ્રના ઉત્કૃષ્ટ આયુષ્યની સ્થિતિવાળા દેવ બીજી નારકી શર્કરાપ્રભાના છેવટના ભાગ સુધી, અને ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી, તિર્છામા અસખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી અવધિજ્ઞાનથી જોઈ શકે છે પરતુ પહેલા બે દેવલોકના જે અસખ્યાતા દ્વીપ અને સમુદ્રનો વિષય છે, તેની અપેક્ષાએ આ દેવલોકના અસખ્યાતા વધારે કારણ કે જેમ જેમ ઉપર જતા જઇએ તેમ તેમ અવધિજ્ઞાનનો વિષય વધારે આવે છે

આગળ પણ અસખ્યાતાની અદર સમજી લેવું

બ્રહ્મલોક અને લાતકના દેવનાઓ અવધિજ્ઞાનથી અધો-લોકમા ત્રીજી વાલુકાપ્રભાના તલીઆ સુધી, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી, અને તિર્છા અસખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી જોઇ શકે છે પરતુ બ્રહ્મલોકના દેવતા કરતા લાતકના દેવતાનો અવધિજ્ઞાનનો વિષય વધારે સમજવો

શુક્ર અને સહસ્રાર દેવલોકના દેવતા ઉત્કૃષ્ટ અવધિ-જ્ઞાનથી અધો ચોથી નારકી પકપ્રભાના છેવટના તલીઆ સુધી, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી અને તિર્છા અસખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી જોઇ શકે છે

આનત, પ્રાણુત, આરણ અને અચ્યુત એ ચારે દેવ લોકના દેવતાઓ નીચે પાચમી નારકી ધૂમપ્રભાના છેવટના તલીઆ સુધી, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી અને તિર્છામા અસખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી અવધિજ્ઞાનથી જોઈ શકે છે પરતુ આનત અને પ્રાણુત કરતા આરણ અને અચ્યુતવાળાનુ અવધિજ્ઞાન તેઓના કરતા વિશુદ્ધ હોય છે માટે વિશેષ દેખે છે

નવ ગ્રૈવેયકમાથી પહેલી અને બીજી ત્રીક ગણીને છ

ગ્રૈવેયકવાળા દેવતાઓ ઉત્કૃષ્ટ અવધિજ્ઞાનથી છઠ્ઠી તમ પ્રભા નારકીના છેવટના તલીઆ સુધી, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી, તિર્ચ્છાં અસખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી જોઇ શકે છે

ત્રીજી ત્રીકના ૭-૮-- મી ગ્રૈવેયકના દેવતાઓ ઉત્કૃષ્ટ સાતમી તમસ્તમ પ્રભા નારકી સુધી, ઉર્ધ્વ પોતાના વિમાનની ધ્વજા સુધી અને તિર્ચ્છામા અસખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી જોઇ શકે છે

આ બધા દેવતાઓનો ઉત્કૃષ્ટ અવધિજ્ઞાનનો વિષય કહ્યો, પણ જઘન્ય બધાનો આગુલના અસખ્યાતમા ભાગ જેટલોજ વિષય અવધિજ્ઞાનનો સમજવો ૧૦૪

## पञ्चाना संभिन्ना लोकनालिः॥१०४॥

શબ્દાર્થ —પાચ અનુત્તરવિમાનના દેવતાઓ કિચિત્ ઓછી તથા પૂર્ણ લોકનાલી સુધી દેખી શકે છે

વિશેષાર્થ —પાચ અનુત્તર વિમાનના દેવતાઓ પોતાની ધ્વજાથી ઉંચે જોઇ શકે નહિ માટે કિંચિત્ ઓછી એવી લોકનાલીકા સુધી ઉર્ધ્વ જોઇ શકે છે, અને અધો પૂરેપૂરી છેવટે લોકનાલી સુધી, તિર્ચ્છાં અંતિમ સ્વયભુરમણ સમુદ્ર

સુધી જોઇ શકે છે

બાકીના ભુવનપતિ વ્યંતર અને જ્યોતિષ દેવતા જે અર્ધસાગરોપમની અંદર કાઇ ઓછી સ્થિતિવાળા હોય, તેઓ તિર્ચ્છાલોકની અંદર સંખ્યાતા યોજન સુધી અવધિજ્ઞાનથી દેખે છે તેના કરતા વિશેષ સ્થિતિવાલા હોય તો અસંખ્યાતા યોજન સુધી દેખે છે જેમ જેમ આયુષ્યની વૃદ્ધિ થાય તેમ તેમ અસંખ્યાતાની પણ વૃદ્ધિ સમજવી

દશહજારની જઘન્ય સ્થિતિવાળા દેવતાઓ અવધિજ્ઞાનથી તિર્ચ્છામા પચવીસ યોજન સુધી દેખી શકે

ભુવનપતિ વ્યંતર વિગેરેના અવધિજ્ઞાનની તિર્ચ્છામા જે મર્યાદા બતાવેલી છે તે ચારે દિશાની અંદર તેટલીજ સમજવી

ભુવનપતિ અને વ્યંતર ઉચે વધારે દેખી શકે છે માટે ભુવનપતિ સૌધર્મ દેવલોક સુધી અને વ્યંતર ૨૫ યોજન સુધી દેખે છે, વૈમાનિક દેવો નીચે વધારે દેખે, નારકી અને જ્યોતિષ તિર્ચ્છું વધારે દેખી શકે, મનુષ્ય અને તિર્યંચને અનેક રીતિએ અવધિજ્ઞાન હોય છે ૧૦૪

(દરેક દેવના ઉર્ધ્વ અધો અને તિર્ચ્છાલોકમા અવધિ જ્ઞાનના વિષયનુ યત્ર.)

| નામ | ઉર્ધ્વ અવધિ ઉત્કૃષ્ટ વિષય | અધો અવધિ ઉત્કૃષ્ટ વિષય | તિર્ચ્છા અવધિ વિષય. |
|---|---|---|---|
| ભુવનપતિ | સૌધર્મ દેવલોક સુધી | ત્રીજી નારકી સુધી | અસખ્યાતા યોજન સુધી |
| વ્યતર | ૨૫ યોજન | ૨૫ યોજન | સખ્યાતા યોજન અસખ્યાતા યો૦જ૦ ૨૫ યોજન |
| જ્યોતિષ | જ ઉ સખ્યાતા યોજન | સખ્યાતા યોજન | સખ્યાતા યો૦ જ૦ સ્થિતિવાળા ૨૫ યો૦ |
| ૧ સૌધર્મ | સ્વકીય વિમાન ધ્વજા સુધી | પહેલી રત્નપ્રભા નારકીના તલીઆ સુધી | અસખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી |
| ૨ ઇશાન | સ્વકીય વિમાન ધ્વજા સુધી | પહેલી રત્નપ્રભા નારકીના તલીઆ સુધી | ” |
| ૩ સનત્કુ૦ | ” | બીજી નારકીના તલીયા સુધી | ” બીજા દેવલોક કરતા વિશેષ |
| ૪ માહેન્દ્ર | ” | ” | |
| ૫ બ્રહ્મલોક | ” | ત્રીજી નારકીના તલીયા સુધી | ” ત્રીજાઅને ચોથા કરતાં વિશેષ અસખ્યાતા |
| ૬ લાન્ત | ” | ” | |
| ૭ શુક્ર | ” | ચોથી નારકીના તલીયા સુધી | ” પાચમા અને છઠ્ઠા દેવલોક કરતા વિશેષ અસં૦ |
| ૮ સહસ્રા | ” | | |
| ૯ આનત | ” | પાચમી નારકીના તલીયા સુધી | ” સાતમા અને આઠમા |

| | | | |
|---|---|---|---|
| ૧૦ પ્રાણત | | | દેવલોક કરતા વિશેષ |
| ૧૧ આરણ | , | , | , નવમા અને દશમા દેવલોક કરતા |
| ૧૨ અચ્યુત | , | | વધારે અસખ્યાતા · |
| ૧ ત્રૈક | ,, | છઠ્ઠી નારકીના તળીયા સુધી | અગીઆ મા અને બારમા દેવલોક કરતા વધારે |
| ૨ ત્રૈક | | | અસખ્યાતા |
| ૩ ત્રૈક | | સાતમી ના રકીના તળીયા સુધી | પહેલી બીજી લોક કરતા વધારે |
| પાચ અનુ ત્તર વિમાન | ન્યુન લોકનાલીકા સુધી | અધીની ની લોક નાલીકા સુધી છે | સ્વયભુરમણસમુદ્ર સુધી |

દરેક પાથડે નારકીની આયુષ્ય સ્થિતિનું સ્વરૂપ

## नवति सहस्रलक्ष पूर्वकोटीवर्ष सागर दशनव भागाद्या आद्यनरकप्रस्तटेष्वायु ॥१०५॥

શબ્દાર્થ —નેવુ હજાર, નેવુ લાખ, અને પૂર્વકોટીવર્ષ અને સાગરોપમનો દશમો ભાગ, નવમો ભાગ વિગેરે અનુક્રમે પહેલી નારકીના પહેલા બીજા ત્રીજા ચોથા પાચમા છઠ્ઠા વિગેરે પાટડા વિષે ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે

વિશેષાર્થ —પહેલી નારકીના પહેલા પાટડાને વિશે ઉત્કૃષ્ટ સ્થિતિ ૯૦ હજાર વર્ષ હોય છે અને જઘન્ય દશ હજાર વર્ષની સ્થિતિ હોય છે

બીજે પાટડે ઉત્કૃષ્ટ સ્થિતિ ૯૦ લાખ વર્ષની હોય છે અને જઘન્ય ૧૦ લાખ વર્ષની સ્થિતિ છે ત્રીજે પાટડે ઉત્કૃષ્ટ પૂર્વ કોટી વર્ષ અને જઘન્ય ૯૦ લાખ વર્ષની, ચોથે પાટડે એક સાગરોપમના દશ ભાગ કરીએ તેમાથી ૧/૧૦ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ અને જઘન્ય પૂર્વકોટી વર્ષની સ્થિતિ છે

– પાચમે પાટડે ઉત્કૃષ્ટ ૨/૧૦ સાગરોપમ અને જઘન્ય ૧/૧૦ સાગરોપમ છે

છઠ્ઠે પાટડે ઉત્કૃષ્ટ ૩/૧૦ સાગરોપમ જઘન્ય ૨/૧૦ સાગરોપમ છે
સાતમે પાટડે ઉત્કૃષ્ટ ૪/૧૦ અને જઘન્ય ૩/૧૦ સાગરોપમની સ્થિતિ છે

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આઠમે | ,, | ,, | ૫/૧૦ | ,, | ૪/૧૦ | ,, | ,, |
| નવમે | ,, | ,, | ૬/૧૦ | ,, | ૫/૧૦ | ,, | ,, |
| દશમે | ,, | , | ૭/૧૦ | ,, | ૬/૧૦ | ,, | ,, |
| ૧૧ મે | ,, | ,, | ૮/૧૦ | ,, | ૭/૧૦ | ,, | ,, |
| ૧૨ મે | ,, | ,, | ૯/૧૦ | ,, | ૮/૧૦ | ,, | ,, |

૧૩ મે પાટડે ઉત્કૃષ્ટ ૧ સાગરોપમ અને જઘન્ય ૯/૧૦ સાગરોપમની સ્થિતિ છે ૧૦૫

સારાશ એ કે જે ઉપરના પાટડાની અદર ઉત્કૃષ્ટ સ્થિતિ હોય તેજ નીચેના પાટડામા જઘન્ય સ્થિતિ સમજવી તેનું યત્ર નિચે પ્રમાણે

૧—રત્નપ્રભા પાટડા ૧૩

| પ્રતર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ મા | ૭ સા | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉત્કૃષ્ટ | ૯૦ હજાર વર્ષ | ૯૦ લાખ વર્ષ | ૧ પૂર્વ ક્રોડી વર્ષ | ૧/૧૦ સા૦ | ૨/૧૦ મા | ૩/૧૦ | ૪/૧૦ | ૫/૧૦ | ૬/૧૦ | ૭/૧૦ | ૮/૧૦ | ૯/૧૦ | ૧ મા |
| જઘન્ય | ૧૦ હજાર વર્ષ | ૧૦ લાખ વર્ષ | ૯૦ લાખ વર્ષ | ૧ પૂર્વ ક્રોડી વર્ષ | ૧/૧૦ મા | ૨/૧૦ | ૩/૧૦ | ૪/૧૦ | ૫/૧૦ | ૬/૧૦ | ૭/૧૦ | ૮/૧૦ | ૯/૧૦ |

એવી રીતે બાકીની નારકીના પાટડાની અંદર સ્થિતિ લાવવાને માટે વિશ્લેષ એટલે ઉત્કૃષ્ટ સ્થિતિમાથી જઘન્ય સ્થિતિ બાદ કરીને જે આવે તેને પાટડાની સખ્યાએ ભાગી નાખીને ઇચ્છિત પાટડાએ ગુણીને જઘન્ય સ્થિતિ તેની સાથે મેળવવાથી દરેક પાટડાની સ્થિતિ આવી જશે તે દરેક નારકીના પાટડાની સ્થિતિ નીચે પ્રમાણે બતાવે છે

| ૨ શર્કરા પ્રભા, પાટડા ૧૧, અધિક પ્રતિપ્રતરે ૨/૧૧, સ્થિતિ ૩ સા | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રતર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ઉત્કૃષ્ટ | ૧ ૨/૧૧ સા | ૧ ૪/૧૧ | ૧ ૬/૧૧ | ૧ ૮/૧૧ | ૧ ૧૦/૧૧ | ૨ ૧/૧૧ | ૨ ૩/૧૧ | ૨ ૫/૧૧ | ૨ ૭/૧૧ | ૨ ૯/૧૧ | ૩ સા. |
| જઘન્ય | ૧ સા. | ૧ ૨/૧૧ | ૧ ૪/૧૧ | ૧ ૬/૧૧ | ૧ ૮/૧૧ | ૧ ૧૦/૧૧ | ૨ ૧/૧૧ | ૨ ૩/૧૧ | ૨ ૫/૧૧ | ૨ ૭/૧૧ | ૨ ૯/૧૧ |

| ૩ વાલુકા પ્રભા પાટડા ૯ અધિક પ્રતિપ્રતરે ૪/૯, સ્થિતિ ૭ સા | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રતર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ઉત્કૃષ્ટ | ૩ ૪/૯ | ૩ ૮/૯ | ૪ ૩/૯ | ૪ ૭/૯ | ૫ ૨/૯ | ૫ ૬/૯ | ૬ ૧/૯ | ૬ ૫/૯ | ૭ |
| જઘન્ય | ૩સા | ૩ ૪/૯ | ૮/૯સા | ૪ ૩/૯ | ૪ ૭/૯ | ૫ ૨/૯ | ૫ ૬/૯ | ૬ ૧/૯ | ૬ ૫/૯ |

| ૪ પકપ્રભા, પાટડા ૭ સ્થિતિ ૧૦, સા અધિક પ્રતિપ્રતરે ૩/૭ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્રતર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ઉત્કૃષ્ટ | ૭ ૩/૭ સા | ૭ ૬/૭ | ૮ ૨/૭ | ૮ ૫/૭ | ૯ ૧/૭ | ૯ ૪/૭ | ૧૦સા |
| જઘન્ય | ૭ સા | ૭ ૩/૭ | ૭ ૬/૭ | ૮ ૨/૭ | ૮ ૫/૭ | ૯ ૧/૭ | ૯ ૪/૭મા |

| | ૫ ધૂમપ્રભા, પાટડા ૫ સ્થિતિ ૧૭ સા૦, પ્રતિપ્રતરે અધિક ૭/૫ | | | |
|---|---|---|---|---|
| પ્રતર૦સ્થિતિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ઉત્કૃષ્ટ સ્થિતિ | ૧૧ ૨/૫ સા૦ | ૧૨ ૪/૫ સા૦ | ૧૪ ૧/૫ મા૦ | ૧૫ ૩/૫ સા૦ | ૧૭ મા૦ |
| જઘન્ય સ્થિતિ | ૧૦ સાગ૦ | ૧૧ ૨/૫ મા૦ | ૧૨ ૪/૫ સા૦ | ૧૪ ૧/૫ સા૦ | ૧૫ ૩/૫ |

| ૬ તમપ્રભા પાટડા ૩ સ્થિતિ ૨૨, સાગ૦ પ્રતિપ્રતરે અધિક $\frac{5}{3}$ | | | | ૭ તમતમા પૃથ્વી પાટડો ૧ સ્થિતિ ૩૩ સા૦ અધિક ૧૧ | |
|---|---|---|---|---|---|
| પ્રતર | ૧ | ૨ | ૩ | પ્રતર | ૧ |
| ઉત્કૃષ્ટ | ૧૮ $\frac{2}{3}$ | ૨૦ $\frac{1}{3}$ | ૨૨ સા૦ | ઉત્કૃષ્ટ | ૩૩ સા૦ |
| જઘન્ય | ૧૭ સા૦ | ૧૮ $\frac{2}{3}$ | ૨૦ $\frac{1}{3}$ | જઘન્ય | ૨૨ સા૦ |

આવી રીતે નારકીના દરેક પાટડાની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ જાણવી, હવે દરેક નારકીની અંદર પૃથ્વીનું પીંડ કેટલું છે તે બતાવે છે

## अशीतिद्वात्रिंशदष्टाविंशतिविंशत्यष्टादशषोडशाष्टसहस्राधिकलक्षपिण्डा ॥१०६॥

શબ્દાર્થ —સાતે નારકીના પૃથ્વીના પીંડ અનુક્રમે એક લાખને ૮૦ હજાર, બત્રીશ હજાર, અઠ્ઠાવીસ હજાર, વીસ હજાર, અઢાર હજાર, સોળ હજાર અને આઠ હજાર યોજન છે,

**વિશેષાર્થ** —૧ પેહેલી નારકીમા પૃથ્વીપીંડ એટલે પૃથ્વીની જાડાઇ ૧૮૦૦૦૦ (એક લાખ ને એસી હજાર) યોજન છે, તેમાથી પહેલા ૧૦ યોજન માટીનું પીંડ છે, તે પછી ૮૦ યોજનની અંદર અણુપન્ની પ્રમુખ આઠ વ્યન્તરના

૧૬ ઇદ્રો રહે છે તેની નીચે ૧૦ યોજન પાછુ માટીનુ પીંડ આવે છે એવી રીતે ૧૦૦ યોજન પછી ૮૦૦ યોજનની અદર પીશાચ આદિ આઠ વ્યતરના ૧૬ ઇંદ્રો રહે છે ત્યાર પછી ૧૦૦ યોજનની અદર માટીનુ પીંડ છે એવી રીતે એક હજાર યોજન ઉપરના થાય, ત્યાર પછી ૩૦૦૦ (ત્રણ હજાર) યોજનને પહેલો પાટડો છે ત્યા નારકીના જીવો રહે છે, ત્યાર પછી ૧૧૫૮૩⅓ યોજન પહેલા અને બીજા પાટડાનું અતર છે, ને તે ખાલી રહે છે એવી રીતે દરેક પાટડા ૩૦૦૦ (ત્રણ હજાર) યોજનના છે, અને તેની અદર નારકીના જીવો રહે છે, આથી કરીને ૩૯૦૦૦ (ઓગણચાલીસ) હજાર યોજનની અદર પહેલી નારકીના જીવો રહે છે

તેર પ્રતરના અતર ૧૨ છે તે દરેક ૧૧૫૮૩⅓ યોજનના છે, તેમાથી પહેલુ અને બારમુ અતર છોડીને બાકીના વચલા જે દશ આતરા રહ્યા તેમા અનુક્રમે ભુવનપતિના દશ નિકાયના દેવતાઓ રહે છે આથી કરીને બારે અતરન (૧૩૯૦૦૦) એક લાખને ઓગણચાલીસ હજાર યોજનની અદર ભુવનપતિના દેવતા હોય છે ત્યાર પછી ૧૦૦૦ યોજન સુધી નારકીના જીવો રહીત પૃથ્વી છે

એવી રીતે ૧૦૦૦ યોજન ઉપરના, ૩૯૦૦૦ યોજન નારકીના, ૧૩-૦૦૦ યોજન અતર ભુવનપતિ વિગેરેના,

૧૦૦૦ યોજન નીચેના નારકી રહિત, એ બધા મલીને (૧૮૦૦૦૦) એક લાખ ને એંસી હજાર પૃથ્વીની જાડાઇ પહેલી નારકીમા છે

૨ બીજી શર્કરાપ્રભા નારકીની પૃથ્વી એક લાખ ને બત્રીસ હજાર યોજન જાડી છે તેના પાટડા ૧૧ તે દરેક ૩૦૦૦ ત્રણ હજારના અ તર ૧૦ તે દરેક ૯૭૦૦ સત્તાણુસો યોજનના છે એટલે ૩૩૦૦૦ અગીયાર પાટડાની જાડાઇ, ૯૭૦૦૦ દશ અ તરની પૃથ્વી, ઉપરની પૃથ્વીનુ ૧૦૦૦ યોજન માટીનુ પીંડ, અને નીચેનુ ૧૦૦૦ યોજન માટીનુ પિંડ, એવી રીતે બધા મલીને ૧૩૨૦૦૦ (એક લાખ ને બત્રીસ હજાર) યોજન થાય

૩ વાલુકા પ્રભા પૃથ્વી પીંડ એકદર ૧૨૮૦૦૦ યોજન છે તેના પાટડા ૯ તે દરેક ત્રણ ત્રણ હજારના છે આતરા ૮ તે દરેક ૧૨૩૭૫ યોજનના છે ઉપરના ૧૦૦૦ યોજન અને નીચેના ૧૦૦૦ ખાલી છે એવી રીતે બધા મલીને ૨૭૦૦૦ પાટડાની ભૂમી, ૯૯૦૦૦ આતરાની પૃથ્વી, અને ઉપર નીચેના ૨૦૦૦ મલી ૧૨૮૦૦૦ યોજન પૃથ્વી જાડી છે

૪ પ કપ્રભા નારકીના પાટડા ૭ તે દરેક ૩૦૦૦ યોજન છે એ બધા મલીને ૨૧૦૦૦ યોજન, અને તેના આતરા ૬ તે દરેક ૧૬૧૬૬$\frac{2}{3}$ યોજન છે એટલે બધા મલીને ૯૭૦૦૦ યોજન આતરાની પૃથ્વી સમજવી તથા ઉપરના ૧૦૦૦ યોજન

અને નીચેના ૧૦૦૦ યોજન મલી-બધું એક લાખને વીસ હજાર યોજન પૃથ્વી પીંડ છે (૧૨૦૦૦૦)

૫ ધુમપ્રભા નારકીનુ પૃથ્વી પીંડ ૧૧૮૦૦૦ એક લાખ ને અઢાર હજાર યોજન છે તેના પાટડા ૫ તે દરેક ૩૦૦૦ યોજનના છે અને આતરા ૪ તે દરેક ૨૫૨૫૦ યોજન છે એટલે પાટડાના ૧૫૦૦૦ યોજન, આતરાના ૧૦૧૦૦૦ યોજન, ઉપરનુ પૃથ્વીપીંડ ૧૦૦૦ અને નીચેનુ પૃથ્વી પીંડ ૧૦૦૦ યોજન બધા મળીને ૧૧૮૦૦૦ યોજન થાય

૬ તમપ્રભા નારકીનુ પૃથ્વી પીંડ ૧૧૬૦૦૦ એક લાખ ને સોલહજાર યોજન છે તેના પાટડા ૩, તે દરેક ૩૦૦૦ યોજનના છે બધા મલી નવ હજાર યોજન પાટડાના છે આતરા ૨ તે દરેક ૫૨૫૦૦ યોજનના છે બન્ને મલી ૧૦૫૦૦૦ (એક લાખ ને પાચ હજાર) યોજન આતરાની પૃથ્વી, ઉપરની ૧૦૦૦ યોજન અને નીચેની ૧૦૦૦ યોજન બધા મલીને ૧૧૬૦૦૦ યોજન પૃથ્વી પીંડ થાય છે

૭ તમતમા નારકીનુ પૃથ્વી પીંડ ૧૦૮૦૦૦ એક લાખ ને આઠ હજાર યોજન છે, તેનો પાટડો ૧ તે ૩૦૦૦ યોજનનો ને ઉપરનો પીંડ ૫૨૫૦૦ યોજન અને નીચેનો પણ ૫૨૫૦૦ યોજન પૃથ્વી પીંડ છે તે બધા મલીને ૧૦૮૦૦૦ યોજન થાય છે ૧૦૬

## નારકીની પૃથ્વીના પિંડની ગણતરીનુ યંત્ર

| નામ | ઉપરના યોજન | પ્રતર | દરેક કેટલા યોજન | પ્રતર એકદર કેટલા યોજન | આંતરા | દરેક નારકીના આંતરા કેટલા કેટલા યોજન | કુલ આંતરાની પૃથ્વી | નીચેની પૃથ્વી | એકદર પૃથ્વી પીં |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧-રત્નપ્રભા | ૧૦૦૦ | ૧૩ | ૩૦૦૦ | ૩૯૦૦૦ | ૧૨ | ૧૧૫૮૩⅓ | ૧૩૯૦૦૦ | ૧૦૦૦ | ૧૮૦૦૦૦ |
| ૨-શર્કરાપ્રભા | ૧૦૦૦ | ૧૧ | ૩૦૦૦ | ૩૩૦૦૦ | ૧૦ | ૯૭૦૦ | ૯૭૦૦૦ | ૧૦૦૦ | ૧૩૨૦૦૦ |
| ૩-વાલુકાપ્રભા | ૧૦૦૦ | ૯ | ૩૦૦૦ | ૨૭૦૦૦ | ૮ | ૧૨૩૭૫ | ૯૯૦૦૦ | ૧૦૦૦ | ૧૨૮૦૦ |
| ૪-પંકપ્રભા | ૧૦૦૦ | ૭ | ૩૦૦૦ | ૨૧૦૦૦ | ૬ | ૧૬૧૬૬⅔ | ૯૭૦૦૦ | ૧૦૦૦ | ૧૨૦૦૦૦ |
| ૫-ધુમપ્રભા | ૧૦૦૦ | ૫ | ૩૦૦૦ | ૧૫૦૦૦ | ૪ | ૨૫૨૫૦ | ૧૦૧૦૦૦ | ૧૦૦૦ | ૧૧૮૦૦૦ |
| ૬-તમ પ્રભા | ૧૦૦૦ | ૩ | ૩૦૦ | ૯૦૦૦ | ૨ | ૫૨૫૦૦ | ૧૦૫૦૦૦ | ૧૦૦૦ | ૧૧૬૦૦૦ |
| ૭-મહાતમપ્રભા | ૫૨૫૦૦ | ૧ | ૩૦૦૦ | ૩૦૦૦ | | ૦ | ૦ | ૫૨૫૦૦ | ૧૦૮૦૦૦ |
| | | | | | | | | | ૯૦૨૦૦ |




આ પ્રમાણે દરેક નારકીના પૃથ્વી પીંડની ચારે બાજુ વલયાકારે ઘનોદધી આદિ સમજી લેવા સમજવા માટેજ ફક્ત પહેલી નારકીનુ ચ ત્ર આપેલ છે

નારકીની નીચે રહેલા ઘનોદધી આદિનુ સ્વરૂપ

## વિશતિઃ સહસ્રાણિ ઘનોદધિઃ ॥૧૦૭॥

શબ્દાર્થ—ઘનોદધી વીસ હજાર યોજન સુધી નારકીની નીચે છે

વિશેષાર્થ—દરેક નારકીની પૃથ્વી નીચે જે ઘનોદધિ ઘનવાત, તનુવાત અને આકાશ રહેલા છે તેમા પહેલી નારકીની નીચે જે ઘનોદધી છે, તે વીસ હજાર યોજન સુધી રહેલો છે તેની નીચે અસખ્યાતા યોજન સુધી ઘનવાત રહેલો છે તેની નીચે અસખ્યાતા યોજન પ્રમાણ સુધી તનુવાત રહેલો છે તેની પછી અસખ્યાતા યોજનના પ્રમાણ સુધી આકાશ રહેલો છે અને તેની પછી બીજી નારકીની પૃથ્વી આવેલી છે એવી રીતે બીજી નારકીની નીચે પણ ઘનોદધિ ઘનવાત, તનવાત અને આકાશ રહેલા છે તેમા દરેક નારકીની નીચેના ઘનોદધીનુ પ્રમાણ ૨૦ હજાર યોજન જ છે અને બીજાએ નુ પ્રમાણ જે અસખ્યાતા અસખ્યાતા યોજન પ્રમાણ છે, તે એક બીજાની અપેક્ષાએ અસખ્યાતા વધારે વધારે સમજવા ૧૦૭

એવી રીતે સાતેય નારકીની નીચે ઘનોદધી ઘનવાત તનુવાત અને આકાશ રહેલા છે અને સાતમી નારકીમા આકાશની નીચે અલોક રહેલો છે ઘનોદધીઆદિ નારકીઓના નીચે કે કેવી રીતે રહેલા છે ? તેનું યત્ર

| | | |
|---|---|---|
| છઠ્ઠી | | નારકી |
| ઘનોદધી | | ૨૦ હજાર યોજન |
| ઘનવાત | —— | અસંખ્યાતા યોજન |
| તનુવાત | —— | ,, યોજન |
| આકાશ | —— | ,, યોજન |
| સાતમી | | નારકી |
| ઘનો.ધી | | ૨૦ હજાર યોજન |
| ઘનવાત | —— | અસંખ્યાતા યોજન |
| તનુવાત | —— | ,, યોજન |
| આકાશ | —— | ,, યોજન |
| અલોકાકાશ | | |

આ છઠ્ઠી અને સાતમી નારકીના ઘનોદધી આદિનું ચત્ર આપેલ છે, એવી રીતે દરેક નારકીના સમજી લેવા

## षडर्धपञ्चमसार्धयोजनैर्घनाम्बुघन-
## तनुवातैर्वलय ॥१०८॥

શબ્દાર્થ—છ, સાડાચાર અને દોઢ યોજન સુધી વલયાકારે ઘનોદધી ઘનવાત અને તનુવાત પહેલી નારકીને છે

વિશેષાર્થ—પહેલી નારકીને ચારે બાજુ ફરતા કોટની માફક છ યોજન સુધી ઘનોદધી છે, સાડાચાર યોજન સુધી

ઘનવાત છે, દોઢ યોજન સુધી તનુવાત છે પછી અલોક આવે છે અર્થાત્ પહેલી નારકીના પૃથ્વીપીડથી તિર્છામા ૧૨ યોજન છેટો અલોક છે ૧૦૮

ઘનોદધિ વિગેરે કેવીરીતે રહ્યા છે તેનુ યત્ર-જુદા ટાકેલ પાનામાં જુઓ

આ પ્રમાણે દરેક નારકીના પૃથ્વીપીડની ચારે બાજુ વલયાકારે ઘનોદધી આદિ સમજી લેવા સમજવા માટેજ ફક્ત પહેલી નારકીનુ યંત્ર આપેલ છે

## योजनत्रिभागैकत्रिभागगव्यूतवृद्धि क्रमात् ॥ १०२ ॥

શબ્દાર્થ—યોજનને ત્રીજો ભાગ ઘનોદધી, એક એક ગાઉ ઘનવાત, ગાઉને ત્રીજો ભાગ તનુવાત વધારે વધારે અનુક્રમે બીજી નારકી આદિની અદર છે

વિશેષાર્થ—એક યોજનના ત્રણ ભાગ કરીને તેમાથી એક એક ભાગ બીજી નારકી આદિની અદર ઘનોદધી ગોળ વલયાકારે વધારે છે એટલે બીજી નારકીમા ૬ યોજન ને $\frac{1}{3}$ ભાગ ઉપર એટલો ઘનોદધિ અને ત્રીજી નારકીમા ૬ યોજન ને $\frac{2}{3}$ ભાગ ઉપર ચોથી નારકીમા ૭ યોજન પાંચમી નારકીમા ૭ યોજનને $\frac{1}{3}$ ભાગ વધારે છઠ્ઠી નારકીમાં ૧ ભાગ વધારે કરતા ૭ યોજન ને $\frac{2}{3}$ ભાગ વધારે છે એમા પણ ૧ ભાગ વધારે કરતા ૮ યોજન સાતમી નારકીમા ઘનોદધિ છે

ઘનવાત પણ બીજી નારકી વિગેરેની અદર એક એક ગાઉ વધારે કરતા જવુ

પહેલી નારકીમા સાડાચાર યોજન છે તેમા એક ગાઉ વધારતા ૪ યોજન ને ૩ ગાઉ બીજી નારકીમા ઘનવાત છે તેમા પણ એક ગાઉ પ્રક્ષેપ કરતા ૫ યોજન ત્રીજી નારકીમા, તેમા એક ગાઉ નાખતા ૫ યોજન એક ગાઉ ચોથી નારકીમા, તેમા ૧ ગાઉ વધારે કરતા ૫ યોજન ને ૨ ગાઉ પાચમી નારકીમા છે તેમા ૧ ગાઉ નાખતા ૫ યોજન ને ૩ ગાઉ છઠ્ઠી નારકીમા, અને સાતમી નારકીમા ૧ ગાઉ વધારતા ૬ યોજન ઘનવાત થાય

એક ગાઉના ત્રણ ભાગ કરીને બીજી નારકી વિગેરેની અદર એક એક ભાગ તનુવાત માટે વધારતા જવું જેમ કે પહેલી નારકીમા ૧ાા યોજન તનુવાત છે તેમા એક ગાઉના ત્રણ ભાગ એવો એક ભાગ નાખતા યોજન ૧-૨⅓ ગાઉ બીજી નારકીમા તનુવાત છે ત્રીજી નારકીમા ગાઉનો એક ભાગ નાખતા ૧-૨⅔ તનુવાત છે ચોથી નારકીમા ગાઉના ત્રણ ભાગમાથી એક ભાગ વધારતા ૧ યોજન ને ૩ ગાઉ તનુવાત છે પાચમી નારકીમા એક ભાગ નાખતા યોજન ૧-૩⅓ ગાઉ થાય છે છઠ્ઠી નારકીમા એક ભાગ નાખતા યોજન ૧-૩⅔ ગાઉ છે અને સાતમી નારકીમા એક ભાગ નાખતા પૂરેપૂરા ૨ યોજન તનુવાત છે

આવી રીતે તિર્છામા ઘનોદધિ ઘનવાત અને તનુવાતનું જે પ્રમાણ બતાવેલુ છે ત્યાસુધી લોકાકાશ છે અને ત્યાર પછી અલોકાકાશ છે તેનુ યંત્ર જુદુ આપેલ છે ૧૦૯

હવે દરેક નારકીની અંદર નારકીઓને રહેવાના કેટલા કેટલા નરકાવાસ (ઓરડા) છે તે બતાવે છે

त्रिंशत् पञ्चविंशति पञ्चदश दश त्रि पंचोनै-कलक्षा पंचावासाः ॥११०॥

શબ્દાર્થ –દરેક નારકીની અંદર અનુક્રમે ૩૦,૨૫,૧૫, ૧૦ અને ૩ લાખ, પાચ ઓછા એવા એક લાખ, અને સાતમીમા પાચ નરકાવાસ છે

વિશેષાર્થ —પહેલી નારકીની અંદર ૩૦ લાખ નરકાવાસ, બીજી નારકીની અંદર ૨૫ લાખ, ત્રીજી નારકીની અંદર પંદર લાખ, ચોથી નારકીની અંદર દશ લાખ, પાચમી નારકીની અંદર ત્રણ લાખ, છઠ્ઠી નારકીની અંદર ૯૯૯૯૫ અને સાતમી નારકીની અંદર એકદમ નીચે રહેનારા પૂર્વ તરફ કાલ, પશ્ચિમ દિશામા મહાકાલ, દક્ષિણ દિશામા રોરૂક ઉત્તર દિશામા મહારોરૂક અને વચ્ચોવચ્ચ અપ્રતિષ્ઠાન મલી-પાચ નરકાવાસ છે ૧૧૦

સાતમી નારકીના પાચ નરકાવાસની સ્થાપના.




સાતમી નારકીના જે નરકાવાસ પાચ છે તે આ પ્રમાણે ચારે દિશામા એક એક, અને એક વચમા રહેલા છે

અધા મલીને નારકીઓને રહેવાના ૮૪ લાખ નરકાવાસ છે

હવે દરેક નારકીથી તિર્છામા અલોક સુધી ફરતા કોટની માફક કેટલા કેટલા યોજન દૂર ઘનોદધી ઘનવાત-તનુવાત વિગેરે રહેલા છે? તથા દરેક નારકીમા કેટલા કેટલા નરકાવાસ છે? તેનુ યત્ર નીચે આપેલ છે

ઘનોદધિ વિગેરેનુ યંત્ર. નરકાવાસનુ યંત્ર

| નારકી ઘનોદધિ કેટલા યોજન | ઘનવાત એક એક ગાઉવધારે યો૦ ગાઉ | તનવાત એક ગાઉના ત્રણ ભાગ એવો ૧ ભાગ વધારે | કેટલા યોજનછેટે અલોક યો૦ ગાઉ | નારકી | નરકાવાસ |
|---|---|---|---|---|---|
| ૧ રત્નપ્રભા ૬ યો૦ | ૪–૨ ગાઉ | ૧–૨ ગાઉ | ૧૨યોજન યો૦ ગાઉ | ૧ | ૩૦૦૦૦૦૦ |
| ૨ શર્કરાપ્રભા ૬૧/૩ | ૪–૩ | ૧–૨૧/૩ ગાઉ | ૧૨—૨૨/૩ | ૨ | ૨૫૦૦૦૦૦ |
| ૩ વાલુકપ્રભા ૬૨/૩ | ૫ યોજન | ૧–૨૨/૩ | ૧૩—૧૧/૩ | ૩ | ૧૫૦૦૦૦૦ |
| ૪ પંકપ્રભા ૭ | ૫–૧ ગાઉ | ૧–૩ | ૧૪યોજન યો૦ | ૪ | ૧૦૦૦૦૦૦ |
| ૫ ધૂમપ્રભા ૭૧/૩ | ૫–૨ ગાઉ | ૧–૩૧/૩ | ૧૪—૨૨/૩ ગા | ૫ | ૩૦૦૦૦૦ |
| ૬ તમ પ્રભા ૭૨/૩ | ૫–૩ ગાઉ | ૧–૩૨/૩ | ૧૫—૧૧/૩ | ૬ | ૯૯૯૯૫ |
| ૭ મહાતમપ્રભા ૮ | ૬ યોજન | ૨ યોજન | ૧૬યોજન | ૭ | ૫ |
| | | | | કુલ | ૮૪૦૦૦૦૦ |

દરેક નારકીની અંદર કેટલા કેટલા પાટડા છે તે બતાવે છે.

## द्विर्हीनास्त्रयोदश प्रस्तटाः ॥११॥

શબ્દાર્થ—પહેલી નારકીમા તેર પાટડા છે અને બીજી વિગેરેમા બબે ઓછા છે

વિશેષાર્થ—જેમ એક માળ ઉપર બીજો તેની ઉપર ત્રીજો અને તેની ઉપર ચોથો હોય, તેમ સાતમી નારકીથી માંડીને એક ઉપર એક, એક ઉપર એક એમ ગોળ વલયાકારે સ્થાન હોય છે તેને પાટડા કહે છે તે જેમ જેમ ઉપરથી નીચલી નારકીની અંદર જતા જઈએ તેમ તેમ બબ્બે પાટડા ઓછા હોય છે

પહેલી નારકીની અંદર ૧૩ પાટડા, બીજી નારકીની અંદર ૧૧ પાટડા, ત્રીજીની અંદર ૯ પાટડા, ચોથીની અંદર સાત પાટડા, પાંચમીની અંદર પાંચ પાટડા, છઠ્ઠીની અંદર ત્રણ પાટડા અને છેલ્લી સાતમી નારકીની અંદર એકજ પાટડો છે, પણ તે પાટડો ઉપરના બીજા બધા પાટડા કરતા મોટો છે એવી રીતે બધા મળીને ૪૯ પાટડા છે ૧૧૧

હવે દરેક પાટડે દિશિ અને વિદિશિમાં કેટલા કેટલા નરકાવાસ છે? તે બતાવે છે

## दिक्ष्वेकोनपञ्चाशदष्टचत्वारिंशाद्विदिक्षु ॥११२॥

શબ્દાર્થ—દરેક દિશાઓની અંદર ૪૯ ઓગણપચાસ અને વિદિશીમાં ૪૮ (અડતાલીસ) નરકાવાસ હોય છે

વિશેષાર્થ—બધી નારકીના ૪૯ પાટડા છે તેમાં પહેલી નારકીના પહેલા પાટડાના ઇંદ્રક વિમાનની ચારે બાજુએ ૪૯ ઓગણપચાસ નરકાવાસ છે અને ચારે વિદિશાની અંદર ૧ ઓછો એટલે ૪૮ અડતાલીસ નરકાવાસ છે એવી રીતે દરેક પાટડે દિશાની અંદર અને વિદિશાની અંદર

એક એક ઓછા કરતા જવાથી છેવટે સાતમી નારકીના પાટડાની ચારે દિશામા એક એક નરકાવાસ અને એક ઇદ્રક મલી પાચ નરકાવાસ આવશે

### પહેલી નારકીના ૧૩ પાટડાની દિશા વિદિશાના નરકાવાસનુ યત્ર

| પ્રતર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દરેક દિશામા | ૪૯ | ૪૮ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ | ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ |
| દરેક વિદિશામાં | ૪૮ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ | ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ | ૩૬ |
| એ ચતુર્ગુણી | | | | | | | | | | | | | |
| સર્વ સખ્યા | ૩૮૯ | ૩૮૧ | ૩૭૩ | ૩૬૫ | ૩૫૭ | ૩૪૯ | ૩૪૧ | ૩૩૩ | ૩૨૫ | ૩૧૭ | ૩૦૯ | ૩૦૧ | ૨૯૩ |

પક્તિગત ૪૪૩૩, પુષ્પાવકીર્ણ ૨૯૯૫૫૬૭ એકદર ૩૦૦૦૦૦૦

### બીજી નારકીના પાટડા ૧૧ ઉપરના મલી ૨૪

| પ્રતર | ૧૪ / ૧ | ૧૫ / ૨ | ૧૬ / ૩ | ૧૭ / ૪ | ૧૮ / ૫ | ૧૯ / ૬ | ૨૦ / ૭ | ૨૧ / ૮ | ૨૨ / ૯ | ૨૩ / ૧૦ | ૨૪ / ૧૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દરેક દિશામાં | ૩૬ | ૩૫ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ |
| દરેક વિદિશામાં | ૩૫ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ |
| સર્વ સખ્યા | ૨૮૫ | ૨૭૭ | ૨૬૯ | ૨૬૧ | ૨૫૩ | ૨૪૫ | ૨૩૭ | ૨૨૯ | ૨૨૧ | ૨૧૩ | ૨૦૫ |

દરેક દિશામા ચારગણા કરીને એકદર સખ્યા પક્તિગત ૨૬૯૫

પુષ્પાવકી૦ ૨૪૯૭૩૦૫, એકદર ૨૫૦૦૦૦૦

## ત્રીજી નારકીના પાથડા ૯, ઉપરના મળી ૩૩

| પ્રતર | ૨૫ ૧ | ૨૬ ૨ | ૨૭ ૩ | ૨૮ ૪ | ૨૯ ૫ | ૩૦ ૬ | ૩૧ ૭ | ૩૨ ૮ | ૩૩ ૯ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દરેક દિશામાં | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | પુષ્પાવકીર્ણ ૧૪૯૮૫૧૫ |
| દરેક વિદિશામાં | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | એકંદર ૧૫૦૦૦૦૦ |
| ચારગણા કરી સંખ્યા | ૧૯૭ | ૧૮૯ | ૧૮૧ | ૧૭૩ | ૧૬૫ | ૧૫૭ | ૧૪૯ | ૧૪૧ | ૧૩૩ | પંક્તિગત ૧૪૮૫ |

## ચોથી નારકીના પાથડા ૭, ઉપરના મળી ૪૦

| પ્રતર | ૩૪ ૧ | ૩૫ ૨ | ૩૬ ૩ | ૩૭ ૪ | ૩૮ ૫ | ૩૯ ૬ | ૪૦ ૭ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | પુષ્પાવકીર્ણ ૯૯૯૨૯૩ |
| દરેક દિશામાં | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | એકંદર ૧૦૦૦૦૦૦ |
| દરેક વિદિશામાં | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | |
| ચારગણા કરી સંખ્યા | ૧૨૫ | ૧૧૭ | ૧૦૯ | ૧૦૧ | ૯૩ | ૮૫ | ૭૭ | પંક્તિગત ૭૦૭ |

## પાંચમી નારકીના પાથડા ૫, ઉપરના મળી ૪૫

| પ્રતર | ૪૧ ૧ | ૪૨ ૨ | ૪૩ ૩ | ૪૪ ૪ | ૪૫ ૫ | | |
|---|---|---|---|---|---|---|---|
| દરેક દિશામાં | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | પુષ્પાવકીર્ણ | ૨૯૯૭૩૫ , |
| દરેક વિદિશામાં | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | સર્વ સં૦ | ૩૦૦૦૦૦ , |
| ચારગણા કરી સંખ્યા | ૬૯ | ૬૧ | ૫૩ | ૪૫ | ૩૭ | પંક્તિગત | ૨૬૫ નરકાવાસ |

એક દિશાના નરકાવાસની સ્થાપના —




પાચમી નારકીના પાટડાથી માડીને સાતમી નારકીના પાટડા સુધી ઇંદ્રક નરકાવાસની ચારે દિશામા જે નરકાવાસો રહેલા છે, તે સમજાવવા માટે ફકત એકજ દિશાના નરકાવાસો યત્રની અદર આપેલા છે

આ પ્રમાણે બીજી ત્રણ દિશાની અંદર પણ સમજી લેવા

ક્ષેત્રાદિકના ગણિત વિષ્કંભ પરિધિ વિગેરેનું સ્વરૂપ

**विष्कम्भवर्गदशगुणमुलं परिधि. ॥११३॥**

શબ્દાર્થ—વિષ્કંભનો વર્ગ એટલે તેટલાએ ગુણી જે આવે તેને દશે ગુણવાથી મુલ થાય પછી મુલ શોધવાથી પરિધિ થાય છે

વિશેષાર્થ—જે ગોળ થાળીના આકારે પદાર્થ હોય, તેના મધ્યનો વિસ્તાર જો દશ યોજન હોય તો તે પદાર્થ ગોળાકારે ફરતો કેટલા યોજન થાય? એવી રીતનું જે ગણિત કરવું તેને પરિધિ કહે છે તેની રીત બતાવે છે

જેટલી સંખ્યા વિસ્તારની હોય તેટલી સંખ્યાએ ગુણીને જે આવે તે વર્ગ કહેવાય તેને દશે ગુણવાથી મુલ થાય પછી તે મુલની રકમને શોધવાથી પરિધિ થાય છે વર્ગને દશે ગુણવાથી જે મુલની સંખ્યા આવેલ હોય, તેને છેલ્લી રકમથી સમ વિષમ અનુક્રમે ગણતા થકા જો પહેલો આંકડો વિષમ આવે તો બે આંકડા લઇને ભાગ ચલાવવો પછી બાકીના આંકડામાથી બબે આંકડાની સંખ્યા ઉપર ચડાવીને ભાગ ચલાવતા જવો, પણ એટલું ધ્યાનમાં રાખવાનું કે ભાજકની સંખ્યાને ભાગાકારની સંખ્યાએ ગુણવાથી અને શેષ સંખ્યા ઉમેરવાથી જે સંખ્યા આવે તે ભાજ્યની સંખ્યા કરતા વધારે થવી જોઇએ નહિ

જેમ કે દ્રષ્ટાંત તરીકે ૧૦ ની સખ્યા લઇએ તેને દશગણી ગુણવાથી ૧૦૦ આવે તે વર્ગ કહેવાય, અને તેને દશે ગુણવાથી ૧૦૦૦ આવે તે ઘન કહેવાય. હવે તેને છેના આંકડાથી ૧ સમ અને ૨ વિષમ ગણતા પહેલા આંકડા જે એક છે તેની ઉપર વિષમ ની—ગણતરી આવશે. માટે એ આંકડા લેવાથી ૧૦ તે ભાજ્ય સખ્યા કહેવાય હવે તેને ભાજિક ત્રણની સખ્યાએ ભાગવાથી ભાગાકાર પણ ૩ આવશે શેષ એક રહેશે તેની-ઉપર બાકીના જે બે મીંડા છે તે ચડાવવાથી ૧૦૦ ભાજ્ય થયા હવે પહેલા જે ભાગાકાર આવેલો હોય તે ભાજ્ય રકમની સાથે ઉમેરવો એટલે ભાજ્ય ૩ છે અને ૩ ઉમેરતા ૬ થાય હવે ૧૦૦ ની સખ્યા કરતા પણ ભાજ્ય અને ભાગાકારનો ગુણાકાર કરતા અને શેષ રકમ ઉમેરતા વધી જવી ન જોઇએ માટે એકે ભાગ ચાલશે તે એક, ૬ ની ઉપર ચડાવવાથી ૬૧ ભાજક થાય ભાગાકાર ૧ આવ્યો શેષ ૩૯ રહ્યા આવી રીતે કરવાથી ૩૧ $\frac{39}{61}$ યોજનની પરિધિ થાય.

એ પ્રમાણે જેટલા યોજનની પરિધિ કાઢવી હોય તેટલા યોજનની આ રીતિએ કાઢવી ૬૧૩

## विष्कम्भपादगुणोऽसौ गणितपदं ॥१४॥

શબ્દાર્થ—વિષ્કભના ચોથા ભાગની સખ્યાને પરિધિએ ગુણવાથી ગણિત પદ થાય છે

વિશેષાર્થ—જે જાળ થાળી આકારે ક્ષેત્ર હોય તેના યોજન યોજન પ્રમાણ જેટલા સરખા ચોખંડા કટકા કરવા તેને ગણિતપદ કહે છે

જે વિષ્કંભ હોય તેનો ચોથો ભાગ કરવો જેમ કે જંબુદ્વીપ ૧૦૦૦૦૦ છે તેનો ચોથો ભાગ ૨૫૦૦૦ યોજન થાય, તેને જંબુદ્વીપની પરિધિ ૩૧૬૨૨૭ યોજન ૩ ગાઉ ૧૨૮ ધનુષ્ય અને ૧-½ આગલે ગુણવાથી સાત અબજ, નેવું કરોડ, છપ્પન લાખ, ચોરાણું હજાર, એકસો ૫૦ યોજન, ૧ ગાઉ, ૧૫૧૫ ધનુષ્ય અને ૬૦ આગલ ગણિતપદ થાય છે ૧૧૪

## वीषुपृथक्त्वचतुर्गुणेषुगुणमूलं जीवा ॥११५॥

શબ્દાર્થ—ઈષુની પહોળાઇ બાદ કરી શેષને ચારગુણા કરીને ઇષુની સંખ્યાએ ગુણવા જે સંખ્યા આવે તેનું મૂલ શોધતા જે આવે તે જીવા કહેવાય છે

વિશેષાર્થ—જે જંબુદ્વીપ એક લાખ યોજનનો વિસ્તારવાળો વાટલાકારે છે, તેને ઓગણીસગુણો કરીએ ત્યારે ઓગણીસ લાખ કળા થાય કેમકે એક યોજનની કળા ૧૯ થાય છે હવે જે ક્ષેત્રની જીવ્હા એટલે જેમ ધનુષ્યની અંદર વાળી દોરી હોય છે, તેમ ક્ષેત્ર પણ પૂર્વ પશ્ચિમ લાંબુ કેટલું હોય? તે જીવ્હા કહેવાય જ્યારે તે કાઢવાની હોય ત્યારે તે ક્ષેત્રની ઈષુ કહેતા બાણના આકારની પહોળાઇ

લાખ યોજનની કળામાંથી બાદ કરીને બાકી રહે તેને ચારગુણા કરવા, પછી જે સખ્યા આવેલ હોય, તેને જે ક્ષેત્રની જીવ્હા કાઢવાની હોય તે ક્ષેત્રની ઈષુની પહોળાઇની સાથે ગુણાકાર કરીને જે સખ્યા આવે તેનું સમ વિષમ વિભાગ પાડીને મૂલ શોધવાથી જીવ્હાની સખ્યા આવશે

વૈતાઢયપર્વતના ૨૫ યોજન બાદ કરતા દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની ઇષુની સખ્યા જે ૨૩૮ યોજન ને ૩ કલા છે તે ની કળા ૪૫૨૫ થાય તે ૧૯૦૦૦૦૦ કળામાથી બાદ કરતા ૧૮૯૫૪૭૫ થાય તેને ચાર ગુણા કરતા ૭૫૮૧૯૦૦ કળા થઈ, તેને ઈષુની કળા ૪૫૨૫ ગુણવાથી ૩૪૩૦૮૦૯૭૫૦૦ સખ્યા આવી, તેના સમ વિષમ ભાગ પાડીને વર્ગ મૂલ કાઢતા જે આવે તેટલી કળા જીવ્હા કહેવાય, તેના ૯૭૪૮-૧૨ (સત્તાણુંસે અડતાલીસ યોજન અને બાર કલા થાય છે)

એ પ્રમાણે કોઈપણ ક્ષેત્રની જીવા કાઢવી હોય, તો ઉપરની રીતિએ કાઢી લેવી ૧૧૫

## इषुवर्गपड्गुणजीवावर्गयुतमूलं धनु ॥११६॥

શબ્દાર્થ —ઇષુની સખ્યાનો વર્ગ કરી તે સખ્યાને ૬ ગુણા કરી જીવાની રાશીના વર્ગની સખ્યા મેળવીને સખ્યા આવે તેનું મૂલ શોધીને જે આવે તે ધનુ પૃષ્ઠ કહેવાય છે

વિશેષાર્થ —કોઇપણ ક્ષેત્રના પાછળના ભાગનુ ગણિત કાઢવું તેને ધનુ પૃષ્ઠ કહે છે જે ક્ષેત્રની ઇષુસખ્યા હોય,

<u>પૃષ્ઠ ૧૫૪ (સૂત્ર ૧૧૮ પછી)</u>

## અતરદ્વીપની સ્થાપના












તેને તેટલીજ સંખ્યાએ ગુણીને જે આવે તે વર્ગ કહેવાય અને વર્ગની જે સંખ્યા આવી હોય તેને છએ ગુણીને જે સંખ્યા આવે તે બન્ને એકઠી કરીને જે આવે, તે સંખ્યાનું મૂલ શોધીને જે આવે તે ધનુ પૃષ્ઠ કહેવાય

જેમ કે દક્ષિણ ભરતાર્ધનું ધનુ પૃષ્ઠ કાઢવું હોય, તો તેની ઈષુકલા ૪૫૨૫ છે, એને ૪૫૨૫ ગુણવાથી ૨૦૪૭૫૬૨૫ વર્ગની સંખ્યા આવી તેને ૬ એ ગુણવાથી ૧૨૨૮૫૩૭૫૦ સંખ્યા આવી એની સાથે જીવાની રાશીના વર્ગની જે સંખ્યા ૩૪૩૦૮૦૯૭૫૦૦ છે, તે મેળવતા ૩૪૪૩૦૯૫૧૨૫૦ બન્ને રાશીના સરવાળાનો આંક આવ્યો પછી તે સંખ્યાને સમ વિષમ ભાગ પાડીને મૂલ શોધતા ૯૭૬૬ યોજન ૧ કલા દક્ષિણભરતાર્દ્ધનું ધનુપૃષ્ઠ આવશે એવી રીતે દરેક ક્ષેત્રનું સમજી લેવું ૧૧૬

# अन्त्येपुर्जीवागुणचतुर्भक्तवर्गदशगुणमूलं प्रतरः ॥११७॥

શબ્દાર્થ —છેલ્લા ક્ષેત્રની ઈષુની સાથે જીવ્હાએ ગુણી તેના ચાર ભાગનો વર્ગ કરી ચોથા ભાગનો વર્ગ કરી તેને દશે ગુણી જે આવે તેનું મૂલ શોધતા પ્રતર થાય છે

વિશેષાર્થ —પ્રતર એટલે ભરતક્ષેત્ર પ્રમુખને સમચતુરસ્ર કરવા તેને પ્રતર કહે છે હવે છેલ્લા દક્ષિણ

અને તેનો વિસ્તાર પણ ૩૦૦ યોજનનો છે પછીના દ્વીપોની લંબાઈમાં અને પહોળાઈમાં સો સો યોજન વધારે સમજવા એટલે દરેક દાઢા ઉપરનો બીજો અન્તરદ્વીપ ૪૦૦ યોજન દૂર અને ૪૦૦ યોજન વિસ્તાર ત્રીજો અન્તરદ્વીપ ૫૦૦ યોજન દૂર અને ૫૦૦ યોજનનો વિસ્તાર, ચોથો ૬૦૦ યોજન દૂર અને ૬૦૦ યોજન વિસ્તાર, પાચમો ૭૦૦ યોજન દૂર અને ૭૦૦ યોજન વિસ્તાર, છઠ્ઠો ૮૦૦ યોજન દૂર અને ૮૦૦ યોજન વિસ્તાર અને સાતમો ૯૦૦ યોજન દૂર અને ૯૦૦ યોજન વિસ્તાર છે એવી રીતે સો સો યોજનની વૃદ્ધિ કરતા સાતમો અન્તરદ્વીપ જગતીથી ૯૦૦ યોજન દૂર જાણવો વિસ્તાર પણ તેટલોજ છે આથી ફરીને દરેક દાઢની લંબાઈ પણ જગતીથી ૯૦૦ યોજનની છે

એવી રીતે શિખરી પર્વતની બન્ને બાજુએ પણ બબે દાઢા છે અને દરેક દાઢા ઉપર સાત સાત અન્તરદ્વીપો પહેલાના જેટલીજ લંબાઈ અને વિસ્તારવાળા છે આવી રીતે બધા મળીને ૫૬ અન્તરદ્વીપ છે તે બધા વેદિકા અને વનખંડ કરી શોભિત છે ત્યા યુગલિઆ મનુષ્યો રહે છે

દરેક દાઢા ઉપરના પહેલા પહેલા અન્તરદ્વીપની પરિધિ ૯૪૯ યોજનની છે પછીના બીજા ચાર ત્રીજા ચાર એવી રીતે દરેકે ૩૧૬ યોજનની વૃદ્ધિ કરતા જવી ૧૧૮

ભરતખંડની પ્રતર કાઢી બતાવે છે ભરતક્ષેત્ર અર્ધાની ઇષુ ૪૫૨૫ કલા છે, જીવાની કલા ૧૮૫૨૭૫ ગુણતા ૮૩૮૧૪૬૬૨૫ સંખ્યા આવી તેને ચારે ભાગતા ૨૦૯૫૫૭૮૧$\frac{1}{4}$ સંખ્યા આવી તેને તેટલીજ સંખ્યાએ ગુણતા ૪૩૯૦૫૨૪૩૫૧૯૨૭૯૬૧ આવ્યા તેને દશે ગુણતા ૪૩૯૦૫૨૪૩૫૧૯૨૭૯૬૧૦ આવ્યા તેને નમત્રિભ ભાગ પાડીને મૂલ શોધવાથી ૬૬૨૬૧૩૧૯ પ્રતરની પ્રતિકલા આવી, તેને ૧૯ એ ભાગતા ૩૪૮૭૪૨૨૯ કલા ને ૬ પ્રતિકલા થઇ, તેને ફેરી ૧૯ એ ભાગતા ૧૮૩૫૪૮૫ યોજન ૧૨ કલા ૬ પ્રતિકલા પ્રતર થાય ૧૧૭

અંતરદ્વીપ પરિધિ સ્વરૂપ

## हिमवच्छिखरिणो शतवृद्धास्त्रिशतादिविष्कम्भा अन्तरद्वीपा वृत्ता प्रतिकोण सप्त ।११८।

**શબ્દાર્થ** —હિમવત્ અને શિખરીના દરેક ખુણે સો સો યોજન વધારે, એવા ૩૦૦ યોજન વિસ્તારવાળા ગોળાકાર સાત સાત અન્તરદ્વીપો છે.

**વિશેષાર્થ**—હિમવત્ પર્વતના બન્ને છેડે હાથી દાંતના આકારના જેવી બબે દાઢા નીકળેલી છે, તે દરેક દાઢાની ઉપર સાત સાત અન્તરદ્વીપ છે, તે ગોળાકાર છે દરેક દાઢા ઉપરનો પહેલો અંતરદ્વીપ જગતીથી ૩૦૦ યોજન દૂર છે

અને તેનો વિસ્તાર પણ ૩૦૦ યોજનનો છ પછીના દ્વીપોની લંબાઈમાં અને પહોળાઈમાં સો સો યોજન વધારે સમજવા એટલે દરેક દાઢા ઉપરનો બીજો અન્તરદ્વીપ ૪૦૦ યોજન દૂર અને ૪૦૦ યોજન વિસ્તાર ત્રીજો અન્તરદ્વીપ ૫૦૦ યોજન દૂર અને ૫૦૦ યોજનનો વિસ્તાર, ચોથો ૬૦૦ યોજન દૂર અને ૬૦૦ યોજન વિસ્તાર, પાચમો ૭૦૦ યોજન દૂર અને ૭૦૦ યોજન વિસ્તાર, છઠ્ઠો ૮૦૦ યોજન દૂર અને ૮૦૦ યોજન વિસ્તાર અને સાતમો ૯૦૦ યોજન દૂર અને ૯૦૦ યોજન વિસ્તાર છે એની રીતે સો સો યોજનની વૃદ્ધિ કરતા સાતમો અન્તરદ્વીપ જગતીથી ૯૦૦ યોજન દૂર જાણવો વિસ્તાર પણ તેટલોજ છે આથી કરીને દરેક દાઢની લંબાઈ પણ જગતીથી ૯૦૦ યોજનની છે

એવી રીતે શિખરી પર્વતની બન્ને બાજુએ પણ બબે દાઢા છે અને દરેક દાઢા ઉપર સાત સાત અન્તરદ્વીપો પહેલાના જેટલીજ લંબાઇ અને વિસ્તારવાળા છે આવી રીતે બધા મળીને ૫૬ અન્તરદ્વીપ છે તે બધા વેદિકા અને વનખડે કરી શોભિત છે ત્યા યુગલિઆ મનુષ્યો રહે છે

દરેક દાઢા ઉપરના પહેલા પહેલા અન્તરદ્વીપની પરિધિ ૯૪- યોજનની છે પછીના બીજા ચાર ત્રીજા ચાર, એવી રીતે દરેકે ૩૧૬ યોજનની વૃદ્ધિ કરતા જવી ૧૧૮

હિમવતના અન્તરદ્વીપની પરિધિનુ યન્ત્ર

| | | |
|---|---|---|
| ૧ લુ ચતુષ્ક | ૯૪૯ | યોજન |
| ૨ જુ ચતુષ્ક | ૧૨૬૫ | યોજન |
| ૩ જુ ચતુષ્ક | ૧૫૮૧ | યોજન |
| ૪ થુ ચતુષ્ક | ૧૮૯૭ | યોજન |
| ૫ મું ચતુષ્ક | ૨૨૧૩ | યોજન |
| ૬ ઠુ ચતુષ્ક | ૨૫૨૯ | યોજન |
| ૭ મુ ચતુષ્ક | ૨૮૪૫ | યોજન |

આવી રીતે શિખરીના અન્તરદ્વીપની પણ પરિધિ સમજી લેવી

હવે યુગલિઆનુ સ્વરૂપ

पल्यासंख्याशायुर्योजनदशमाशतनुचतुर्थ-भोजिचतु पष्टिपृष्ठोकोन्नाशीतिदिनाऽपत्य-पालना युग्मिन ॥११९॥

શબ્દાર્થ—પલ્યોપમના અસખ્યાતમા ભાગે આયુષ્ય વાલા, ૮૦૦ ધનુષ શરીરની ઉચાઇવાલા, એકાતરે આહાર કરનારા, ચોસઠ પાસલીવાળા અને ૭૯ દિવસ સુધી બાળકને પાળનારા યુગલીયાએ અ તરદ્વીપને વિષે હોય છે,

વિશેષાર્થ—જે ૫૬ અ તરદ્વીપ છે, તેને વિષે અસિ (હથીયાર સ બધી) મસિ (લખવુ લખાવવા સ બધી)

કસી (ખેતીવાડી સબધી] કર્મ હોતો નથી તેથી ત્યા જે લોકો રહે છે તેને યુગલીયાઓ કહે છે, અને તે મરીને દેવલોકને વિશેજ જાય છે તેઓ વિશેષ પૂન્ય પ્રકૃતિવાળા હોય છે માટે તેઓના આયુષ્ય, શરીર, આહાર, પાસલી અને બાળકને પાળવાનુ પ્રમાણુ, અહિ ના એટલે ભરતખડ ના પાંચમા આરાના મનુષ્ય કરતાં વિશેષ હોય છે જેમ કે તેઓના [અતર દ્વીપના] આયુષ્ય પલ્યોપમના અસખ્યાતમા ભાગે હોય છે અને અહીં વધારેમા વધારે ૧૨૦ વર્ષની સ્થિતિ હોય છે,

ત્યા યુગલીયાઓના શરીર એક યોજનનો દશમો ભાગ એટલે ૮૦૦ ધનુષ્ય ઊચા હોય છે, અને અહિ ભરત ખંડમા પાચમા આરામા વધારેમા વધારે સાત હાથનુ શરીર હોય છે

ત્ય યુગલીયાઓ એક એક દિવસને આતરે આહાર આમલકના પ્રમાણ જેટલો લીએ છે, ત્યારે અત્રે દરરોજ અને પ્રમાણ વિનાનો આહાર લીએ છે

ત્યા યુગલીયાઓના વાસાની અદર ૬૪ પાસલી હોય છે, ત્યારે અત્રે ભરતખડના પાચમા આરાના મનુષ્યના વાસાની અદર પ્રાયે કરીને ૫૬ હોય છે

ત્યા યુગલીયાઓ પોતાના બાળકને ૭૯ દિવસ સુધી ભરણપોષણ કરીને પોતે માતા પિતા બન્ને જણા મરીને દેવલોકે ચાલ્યા જાય છે ત્યારે અત્રે ભરતખંડમા પાચમા આરાના મનુષ્ય પોતાના બાળકોને પ્રાયે કરીને છુદગી

સુધી પાળે છે પ્રાય એટલા માટે કે વખતે બાળકની પહેલા માતા પિતા મૃત્યુ પામે, અને વખતે માતાપિતાની પહેલા બાળકો મૃત્યુ પામે, માટે પ્રાય શબ્દ લખેલો છે ૧૧૯

લવણુસમુદ્રનું સ્વરૂપ

## लवण आपञ्चनवतिसहस्रेभ्य. सहस्रावगाढ सप्तशतोच्छ्रय ॥१२०॥

શબ્દાર્થ – ૫ હજાર યોજન પછી હજાર યોજન ઉંડા અને સાતસો યોજન જલની વૃદ્ધિવાળો લવણસમુદ્ર છે

વિશેષાર્થ –જેમ ગાય પાણી પીવા તળાવમા પ્રવેશ કરે તેનારે, તેનો પાછલો ભાગ ઉંચો હોય, અને આગલો ભાગ નીચો હોય, તેને ગોતીર્થ કહે છે તેમ લવણસમુદ્ર માટે પણ એમ જબુદ્વીપની જગતીથકી અને બીજી પહેલી તરફથી લવણસમુદ્રની જગતીથકી એમ બે બાજુથી નીકળીને વચમા પચાણ પચાણું હજાર યોજન સુધી પાછલી ભૂમી ઉંચી અનેઆગલી ભૂમી નીચી છે, જ્યા બન્ને બાજુની જગતીથી વચમા ૯૫ હજાર યોજન જ્યા પૂરા થાય છે તે સ્થાને ૧૦૦૦ યોજન પાણી ઉંડુ છે જગતીથી ૯૫ હજાર યોજન સુધીમા ૭૦૦ યોજન પાણીની ઉંચી વૃદ્ધિ છે

લવણસમુદ્રને વિશે વચમા પાણીના મેખળાએ (મધ્ય ભાગે) ચાર દિશાએ વજામય ચાર પાતાળકલશો છે તે કલશોની ઠીકરી એક હજાર યોજન જાડી છે, તથા નીચે

અને ઉપર દશ હજાર યોજન પહોળા છે અને વચમા એક લાખ યોજનનું પેટ પહોળું છે તથા તે કલશો એક લાખ યોજન ભૂમી માહે ઉંડા છે તે ચારે પૂર્વદિશિથી દક્ષિણાવર્ત ગણતા એક વડવામુખ બીજો કેયૂપ ત્રીજો યૂપ, અને ચોથો ઇશ્વર એ નામો છે ૧૨૦

मध्ये शिखा सप्तदश सहस्राणि ॥१२१॥

શબ્દાર્થ—વચ્ચોવચ્ચ સત્તરહજાર યોજનની પાણીની શીખા છે

વિશેષાર્થ—નીચે તથા ઉપર દશ હજાર યોજન પહોળી અને મૂલથકી સત્તર હજાર યોજન ઉંચી, એવી લવણસમુદ્રની મધ્યમા પાણીની શિખા છે, તેની ઉપર બે ગાઉ ઉંચી, પાણીની વેલ છે તે એક અહોરાત્રના બે વખત વધે છે ૧૨૧

याम्योत्तरायतौ दशशतपृथुलौ पञ्चशतोच्चौ इषुगिरी धातकीपुष्करार्द्धयो ॥१२२॥

શબ્દાર્થ—દક્ષિણ અને ઉત્તર લાંબા, એક હજાર યોજન પહોળા, પાચસો યોજન ઉંચા એવા બન્ને ઇક્ષુકાર નામના પર્વતો ધાતકીખંડ અને પુષ્કરાર્ધને વિશે છે

વિશેષાર્થ—ઇક્ષુકાર નામે બે પર્વતોએ કરીને ધાતકીખંડ બે ભાગે વેહેચાયેલો છે, એટલે પૂર્વધાતકીખંડ અને પશ્ચિમધાતકીખંડ એ બે ભાગ જાણવા, તે ઇક્ષુકારપર્વતો સમભૂતલા પૃથ્વી ઉપર મૂલમા અને શિખર ઉપર સરખા-

૧૦૦૦ યોજન પહોળા, અને ઉચા ૫૦૦ યોજન છે

પુષ્કરાર્દ્ધક્ષેત્રની અંદર પણ બે ઇક્ષુકાર પર્વતો છે તે એક હજાર યોજન પહોળા અને પાચસો યોજન ઉચા છે તેણે પણ પુષ્કરાર્દ્ધને બે ભાગમા વેહેચ્યો છે, એટલે પૂર્વ પુષ્કરાર્દ્ધ અને પશ્ચિમ પુષ્કરાર્દ્ધ ખંડ કહેવાય છે

હવે પુષ્કરાર્દ્ધ અર્ધ કહેવાનું કારણ એ છે કે જે પુષ્કરવરદ્વીપ ૧૬ લાખ યોજન વિસ્તારવાળો ગોળાકાર વલયાકારે છે, તે કાલોદધી સમુદ્રની જગતીથી માડીને તિર્છામા જ્યા ૮ લાખ યોજન પૂરા થાય છે, ત્યાથી માડીને ચારે બાજુ ફરતો ગોળ વલયાકારે માનુષોત્તર પર્વત છે તે પર્વતની ઉત્તરદિશામાજ મનુષ્યો રહે છે પેહેલી તરફ મનુષ્યો ઉત્પન્ન થતા નથી, માટે તેને માનુષોત્તર પર્વત કહે છે તે મુલને વિશે એક હજાર ને બાવીસ યોજન પહોળો અને શિખરને વિશે ચારસોને ચોવીસ યોજન પહોળો છે, અને સત્તરસે એકવીસ યોજન ઉંચો છે આજ કારણથી પુષ્કરવર દ્વીપ અર્ધ ગણવામા આવે છે

ઇક્ષુકાર પર્વતો તથા માનુષોતર પર્વત કેવી રીતે રહેલ છે તેના યંત્ર જુદા પાના જોવાથી માલુમ પડશે,

ધાતકી ખંડમા ઇક્ષુકાર પર્વતની સ્થાપનાનું યંત્ર જુદા ટાકેલ પાનામા જુઓ

પુષ્કરવર દ્વીપમા માનુષોત્તર પર્વત તથા ઇક્ષુકાર પર્વતની સ્થાપનાનુ યંત્ર જુદા ટાકેલ પાનામા જુઓ

ધાતકી ખંડમા ઇક્ષુકાર
પર્વતની સ્થાપના.




પુષ્કરાવર દ્વીપમા માનુષોત્તર પર્વત
તથા ઇક્ષુકાર પર્વતની સ્થાપના.
પુષ્કરાર્દ્ધ




પુષ્કરાર્દ્ધ.

૧૦૦૦ યોજન પહોળા, અને ઉંચા ૫૦૦ યોજન છે

પુષ્કરાર્દ્ધક્ષેત્રની અંદર પણ બે ઇક્ષુકાર પર્વતો છે તે એક હજાર યોજન પહોળા અને પાંચસો યોજન ઉંચા છે તેણે પણ પુષ્કરાર્દ્ધને બે ભાગમા વેહેચ્યો છે, એટલે પૂર્વ પુષ્કરાર્દ્ધ અને પશ્ચિમ પુષ્કરાર્દ્ધ ખંડ કહેવાય છે

હવે પુષ્કરાર્દ્ધ અર્ધ કહેવાનું કારણ એ છે કે જે પુષ્કરવરદ્વીપ ૧૬ લાખ યોજન વિસ્તારવાળો ગોળાકાર વલયાકારે છે, તે કાલોદધી સમુદ્રની જગતીથી માંડીને તિર્ચ્છામા જ્યા ૮ લાખ યોજન પૂરા થાય છે, ત્યાથી માંડીને ચારે બાજુ ફરતો ગોળ વલયાકારે માનુષોત્તર પર્વત છે તે પર્વતની ઉત્તરદિશામાંજ મનુષ્યો રહે છે પેહેલી તરફ મનુષ્યો ઉત્પન્ન થતા નથી, માટે તને માનુષોત્તરપર્વત કહે છે તે મુળને વિશે એક હજાર ને બાવીસ યોજન પહોળો અને શિખરને વિશે ચારસોને ચોવીસ યોજન પહોળો છે, અને સત્તરને એકવીસ યોજન ઉંચો છે આજ કારણથી પુષ્કરવર દ્વીપ અર્ધ ગણવામા આવે છે

ઇક્ષુકાર પર્વતો તથા માનુષોતર પર્વત કેવી રીતે રહેલા છે તેના યંત્ર જુદા પાના જોવાથી માલુમ પડશે,

**ધાતકી ખંડમા ઇક્ષુકાર પર્વતની સ્થાપનાનું યંત્ર જુદા ટાંકેલ પાનામા જુઓ**

**પુષ્કરવર દ્વીપમા માનુષોત્તર પર્વત તથા ઇક્ષુકાર પર્વતની સ્થાપનાનુ યંત્ર જુદા ટાંકેલ પાનામા જુઓ**

ધાતકી ખંડમાં ઇષુકાર
પર્વતની સ્થાપના.




પુષ્કરાવર દ્વીપમાં માનુષોત્તર પર્વત
તથા ઇષુકાર પર્વતની સ્થાપના.
પુષ્કરાર્દ્ધ.



## स्वपरव्यवसायि ज्ञानं प्रमाणं ॥ १२३ ॥

શબ્દાર્થ –પોતાને અને બીજાને નિશ્ચય કરાવનાર જે જ્ઞાન તે પ્રમાણ કહેવાય છે

વિશેષાર્થ.–જેના વડે પદાર્થ નિશ્ચય કરી શકાય તેનુ નામ પ્રમાણ અથવા તો પોતાને જણાવનાર અને પોતાથી ભિન્ન બીજી વસ્તુને પણ ઓળખાવનાર એવું જે જ્ઞાન તેને પ્રમાણ કહે છે જેમ કે ધુમાડો તે પોતામા રહેલુ ધુમત્વપણુ અને પોતાથી ભિન્ન પદાર્થ જે અગ્નિ તે બન્નેને નિશ્ચય કરાવે છે એનુ નામ પ્રમાણ ૧૨૩

## अनाक्षेप एकधर्मको वक्ताभिप्रायो नयः ॥१२४॥

શબ્દાર્થ –આક્ષેપ વિના એક ધર્મ સ ગ ધી કહેનારનો જે અભિપ્રાય તે નય કહેવાય છે

વિશેષાર્થ.–કોઈ પણ પદાર્થને નિશ્ચયપૂર્વક કીધા વિના જે કહેવુ, એટલે આ ઘડોજ છે, એમ નહિ-કહેતુ સામાન્ય આ ઘડો છે પદાર્થની અ દર જે અનન્ત ધર્મ રહેલા છે તેમાંથી એક ધર્મ સ બધી કહેવુ અને કહેનારનો જે અભિપ્રાય વિશેષ તે નય કહેવાય છે તે દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય એમ બે ભેદે છે દ્રવ્યમાત્રને ગ્રહણ કરનાર દ્રવ્યાર્થિક નય કહેવાય અને પર્યાય (ધર્મ) માત્રને ગ્રહણ કરનાર પર્યાયાર્થિક નય કહેવાય દ્રવ્યાર્થિક નયમાં

નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ ત્રણ નયનો સમાવેશ થાય છે, અને પર્યાયાર્થિક નયની અંદર ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ ચાર નયોનો સમાવેશ થાય છે એવી રીતે સાત નય છે ૧૨૪.

## उपशमो मोहे मिश्रो घातिषु क्षय. सर्वेषु औदयिकपारिणामिकौ च ॥१२५॥

શબ્દાર્થ – મોહને વિષે ઉપશમ, ઘાતી કર્મને વિષે ક્ષયોપશમ, બધા કર્મને વિષે ક્ષાયિક ઔદયિક અને પારિણામિક ભાવ હોય છે

વિશેષાર્થ –ઉપશમ ભાવ એક મોહને વિષેજ હોય છે, કારણ કે બીજા કર્મને વિષે ઉપશમ હોતો નથી ક્ષયોપશમ ભાવ જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતીકર્મને વિષે હોય છે, બીજા કર્મને વિષે હોતોનથી ક્ષાયિકભાવ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ, નામ, ગોત્ર અને અંતરાયકર્મ એ આઠે કર્મને વિષે હોય છે, કારણ કે દરેક કર્મનો ક્ષય એટલે નાશ થાય છે. તથા ઔદયિક એટલે ઉદય થવાની સત્તા છે જેની અંદર એવા કર્મના પુદ્ગલો, પારિણામિક એટલે સ્વાભાવિક જે વસ્તુની અંદર ભવ્યત્વ કે ભવ્યાભવ્યત્વ રહેલા હોય તે આઠે કર્મની અંદર તે બન્ને ભાવો તથા ક્ષાયિક એમ ત્રણ હોય છે

ધર્માસ્તિકાયાદિ પાચ અજીવ દ્રવ્ય પોત પોતાના ભાવેજ પરિણમ્યા છે પણ પરભાવે પરિણમતા નથી, તે માટે તે અનાદિ પારિણામિક ભાવે છે તેમા જે પુદગલના દ્વિપ્રદેશી ત્રિપ્રદેશી યાવત્ અન ત પ્રદેશના સ્કધો અને કર્મ વર્ગણાદિક છે, એ તો વધે ઘટે છે માટે ઔદયિક ભાવે હોય છે

એવી રીતે દરેક કર્મને વિશે કેટલા ભાવ હોય? તે નીચે બતાવે છે

| કર્મના નામ ભાવ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ જ્ઞાનાવરણીય | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ક્ષયોપશમ | ૦ | ૪ |
| ૨ દર્શનાવરણીય | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ક્ષયોપશમ | ૦ | ૪ |
| ૩ વેદનીય | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | –૦– | ૦ | –૩ |
| ૪ મોહનીય | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ક્ષય–ઉપ | ૦ | –૫ |
| ૫ આયુષ | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ૦ | –૦ | –૩ |
| ૬ નામ | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ૦ | –૦ | –૩ |
| ૭ ગોત્ર | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક, | ૦ | –૦ | –૩ |
| ૮ અ તરાય | ક્ષાયિક | ઔદયિક | પારિણામિક | ક્ષયોપશમ | –૦ | –૪ |

## जघन्याद्यस्याभव्यानन्तगुणाणुका वर्गणा ॥१२६॥

શબ્દાર્થ—પહેલા ઔદારિક શરીરની જઘન્ય ગ્રહણ વર્ગણા અભવ્યથી અનન્તગુણા પરમાણુના સ્કધ જેટલી છે

शिष्यस्तेषां गुणान्वेषी, सयमी मानसागरः।
समुद्रमुनिनन्देन्दुप्रमिते, विक्रमात् समे ॥२॥
मुम्बापुर्यां चतुर्मासीस्थित. प्रसादतो गुरोः।
तत्त्वार्थपरिशिष्टीयं,बालबोध व्यधात् मुदा।३।
॥ युग्मम् ॥
साध्वीश्रीतिलकश्रियोपदेशेन मुद्रापिता
सुरते।
सुश्राविका वर्गेण शोभना द्वितीयावृत्ति.।४।

॥ इति तत्त्वार्थपरिशिष्टस्य बालबोध समाप्तम ॥